# મગ્ન મંથન માળા

પુસ્તક ૧લું



સ્વ. શ્રી મગનલાલ કેવળરામ દલાલ
B. A. (Hons.)

हरि ॐ तत्सत्परमात्मने नमः

# મગ્ન મંથન માળા.

પુસ્તક ૧લું.

( કાવ્યો )

—०—

લેખકઃ

**સ્વ. શ્રી મગનલાલ કેવળરામ દલાલ**

B. A. (Hons.)

હેડમાસ્તર, સર, સી. જે. આર. હાઈસ્કૂલ, ગણદેવી.

તથા

સ્થાપક તથા પ્રિન્સીપાલ,

**ધી ન્યુ હાઇસ્કુલ,**

ગણદેવી.

—•—

પ્રકાશકો

ન્હાનાલાલ કેવળરામ દલાલ

નગીનદાસ કેવળરામ દલાલ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

પ્રકાશકો
ના. કે. દલાલ
તથા
ન. કે. દલાલ
વતી
ઈશ્વરલાલ એમ. વીમાવાળા
દેશબંધુ પ્રેસ
કેળ.પીઠ, સુરત.



સર્વ હક્ક પ્રકાશકોને સ્વાધીન



કિં. અમૂલ્ય
સંવત ૨૦૦૪
સને ૧૯૪૮
પ્રત ૧૦૦૦
આવૃત્તિ ૧લી

# અંજલિ.

(બહિર્લાપિકા)

"મગન મંથન માળા" આજે, કરમાં ધારી ઉભો છું;
ગળપણ એનું પ્રીત ધરીને, ઘુંટડે ઘુંટડે પીઉં છું.
નશ્વર જીવન, મીથ્યા માયા, સાચું જ્ઞાન ભર્યું એમાં;
લાહવા લેવા, પુનીત થાવા, ચક્ષુ પણ સાચાં તેમાં.
લખ ચોર્યાસીના ફેરાને, સાર્થક તેં સાચો કીધો;
કે, તારા ટુંકા જીવનમાં, સાચો અમૃત રસ પીધો.
વરવા વાઘા દેહ ઉપરનાં, દીવ્ય જ્ઞાનથી જોયાં તેં;
ળઈને જ્ઞાન મસાલ, જગતનાં, મલીન રંગો ધોયાં તેં.
રાચે માનવ મીથ્યા બાદે, સાચો વાદ ભર્યો આમાં;
મનનું મનમાં, મુખડે બીજું, ધીક્કાર્યાં એવા એમાં.
દલાલી કીધી તેં સાચી, જીવનને સાર્થક કીધું;
લાજ જગતની ત્યાગી દઈને, પેટ ભરી અમૃત પીધું.
લઈને ઝારી જ્ઞાન પરબથી, પાયાં તેં મીઠાં પાણી;
**સુફીશ** આમાંથી કરી લેશે, જીવન ભરની કમાણી.

—**સુફીશ.**

**આસો સુદ-૨ સંવત ૨૦૦૪]**



ॐ

# અનુક્રમ.

ખંડ ૨ જો.

## ખંડ ૩ જો.

## ખંડ ૪ થો.



## અગાઉથી પોતાનો ફાળો મોકલનાર મુરબ્બીઓની યાદી:–

| | | |
|---|---|---|
| ૧ | શ્રી. અરદેશર એમ. કાત્રક મુંબઈ, | રૂા. ૫૧) |
| ૨ | શ્રી. વિઠ્ઠલદાસ નાથુભાઈ કલકત્તાવાળા સુરત | ૫૧) |
| ૩ | શ્રી. જમનાદાસ ડાહ્યાભાઈ તમાકુવાળા બોડવદ. | ૨૫) |
| ૫ | શ્રી. મેસર્સ રંગીલદાસ હરકીશનદાસ જરીવાલા સુરત | ૧૫) |
| ૫ | શ્રી. નાનુભાઈ જમનાદાસ દલાલ સુરત. | ૧૧) |
| ૬ | શ્રી. હરિપ્રસાદ અંબારામ શુકલ. સુરત | ૧૧) |
| ૭ | શ્રી. અદવિંશ્વય હકૂમતરાય સુરત. | ૧૧) |
| ૮ | શ્રી. મધુસુદન બી. દલાલ. અમદાવાદ | ૧૦) |
| ૯ | શ્રી. કૃષ્ણદાસ છબીલદાસ માસ્તર વડોદરા | ૧૦) |
| ૧૦ | શ્રી ગુલાબભાઈ ભીકાભાઈ દેસાઈ દાદર–મુંબઈ | ૧૦) |
| ૧૧ | શ્રી. ઝીણાભાઈ લલ્લુભાઈ રાવળ બીલીમોરા. | ૧૦) |

| | | |
|---|---|---|
| ૧૨ | શ્રી. મણીશંકર દેવશંકર જોષી ચાંગા ગણદેવી | ૫) |
| ૧૩ | શ્રી. ઇસ્માઇલ ફકીરભાઇ શેખ. ગણદેવી | ૫) |
| ૧૪ | શ્રી. કાવસજી એદલજી ગણદેવીઆ. ગણદેવી. | રૂા. ૫) |
| ૧૫ | શ્રી. જમીયતરામ નાનાભાઇ ઠાકોર ગણદેવી. | રૂા. ૫) |
| ૧૬ | શ્રી. નાનુભાઈ નિર્ભયરામ વૈદ્ય ગણદેવી. | રૂા. ૫) |
| ૧૭ | શ્રી. તાપીદાસ રી. લાપસીવાળા. પૂનામીઠી. | રૂા. ૩। |
| ૧૮ | શ્રી. સોમાભાઇ ડી. પટેલ. મુંબઈ | રૂા. ૨) |
| ૧૯ | શ્રી. લલ્લુભાઈ ગોવિંદજી રાઠોડ ગણદેવી. | રૂા. ૧૦) |
| | કુલ્લે | રૂા. ૨૫૫। |

સ્વર્ગસ્થના અપૂર્ણ રહેલા આ કાર્યને પરિપૂર્ણ કરવા માટે—સર્વ દિશાઓથી આવકાર મળ્યો છે; તેમજ ઉપર જણાવેલી ફાળાની રકમ સિવાય અન્ય ભાઈઓ તરફથી સારી રકમનો ફાળો આવ્યો છે, તેઓની ઈચ્છાનુસાર, આ લીસ્ટમાં નામો જાહેર કર્યાં નથી. આ પુસ્તક બહાર પડશે અસંખ્ય ભાઇઓ તરફથી ઉમદા ફાળો આવવા વકી છે તે હવે પછીના પ્રકટ થતાં **સ્વ. દલાલ સ્મારક અંકમાં** જાહેર કરવામાં આવશે. આ **સ્મારક અંક** મેળવવા આપનું નામ અગાઉથી નોંધાવવા કૃપા કરશો.



# શ્રી ગુરૂ ચરણે.

(અર્પણ)

મારા (નગીનદાસ) આબુના વસવાટ દરમ્યાન હું ઘણા જ્ઞાનિ, યોગી. સાધુ, સંત, તપસ્વી, તથા ઋષિ મુનિઓ વિગેરેના સમાગમમાં આવ્યો હતો, તેમાંના એક આપ પણ હતાં. તે વખતનો મને આપનો ઝાંખો પરિચય સુરત આવ્યા બાદ તાજો થયો. જેમ જેમ આપના સંસર્ગમાં આવતો ગયો, તેમ તેમ મને નવિનતા જ દેખાવા લાગી.

શ્રી સદ્‌ગુરૂના પ્રતાપે બાળપણમાં સખત તપશ્ચર્યા કરી, હિમાલય, ગિરનાર, આબુ, ૐકારેશ્વર વિગેરે હિંદના ખુણે ખુણે પર્યટન કરી અનેક સંકટો ઉઠાવી અનુભવો લીધાં. અનેક વખત તપશ્ચર્યા કરી છેવટે આપે

**જીવન પંથ મેળવ્યો. અને તે જન સેવાનો.**

**કરવી તો જનસેવા કરવી લેવું હરિ ૐ નામ.**

આપ આખા દિવસમાં દશ બાર કલાક સેવા પૂજા તથા પ્રભુ-ભક્તિ કરો છો અને આઠ દશ કલાક જન સેવા પણ કરો છો, અને તે સેવામાં પણ પ્રભુ ભક્તિ જ. આ જન સેવા ભજનો ગાઈને નહિ, મોટા મોટા પ્રભુ-ભક્તોનાં આખ્યાનો કરીને નહિ; પરંતુ સદુપદેશથી. આપની તપશ્ચર્યાથી-ભક્તિથી, આપે અગાધ જ્ઞાન મેળવ્યું.

**આપના ત્રિકાળ-જ્ઞાનથી, જન સમાજમાં વધુ આશ્ચર્ય પેદા થાય છે..**

આપ સામી વ્યકિતના મનની દરેક વાત, ધ્યાન ધરી જાણી લઈ—આબેહુબ વર્તમાન અને ભુતકાળ કહી બતાવો છો અને ભવિષ્ય માટે માર્ગ સૂચન કરો છો. આપની ખ્યાતિ, ઘણાં વર્ષથી આપ સૂરતમાં રહો છો એટલે સૂરત પૂરતીજ નહિ; પણ આખા મુંબઇ ઇલાકામાં તથા બોંબર પ્રસરી રહી છે. આપને સુખેથી નિંદ્રા લેવાનો કે ભોજન કરવાનો સમય પણ મળતો નથી, એ અમારા જેવા કેટલાક આપના ભક્તોએ પ્રત્યક્ષ નિહાળ્યું છે.—

**એજ આપની જન સેવા-એજ આપરો સેવા પ્રત્યે સાચો પ્રેમ.**

આપની પાસે આ બાળ વૃદ્ધ આવે છે—દરેક વર્ગના આવે છે—દરેક લાઇનના આવે છે—કંઇ કંઇ દુઃખો રડવા સારૂ આવે છે—કંઇ કંઈ ખુલાશા મેળવવા સારૂ આવે છે—કંઈ કંઇ જીવનના રહસ્ય જાણવા સારૂ આવે છે—કંઇ કંઈ ચિકિત્સા કરવા સારૂ પણ આવે છે, અને કોઇકજ ભકિત માર્ગ જાણવા સારૂ અને તેમાં આગળ વધવા સારૂ પણ આવે છે. આપને મળવા આવનાર સૌ કોઇની વાત અંતર્દ્રષ્ટિથી જાણી લો છો અને જેને જેવી સૂચના આપવી હોય, જીવનની લાઇન દોરી બતાવવી હોય, સુકૃત્યો અને દુષ્કૃત્યો માટે જે કંઇ કહેવું હોય.—

તે બધું આપ સાક્ષાત રૂપે સાફ સાફ સુણાવી દો છો. સાત્વિક બળો વડે આપ શંકર અને શક્તિનો સુયોગ મેળવ્યો હોય ત્યાં શું કમીના રહે?

આપનું મુખારવિંદ જોઈ ઘડી ભર સૌ કોઇ સ્તબ્ધ થઇ જાય છે—આપનું લાલિત્ય અને ગાંભીર્ય દેખી સૌ કોઇ વિસ્મય પામે છે આપની ધીર, ગંભીર વાણી સૂણી સૌ કોઇ આનંદ પામે છે.

આપનો પ્રભાવ તે કોઈ સાધારણ મનુષ્યનો નહિ પણ એક દેવાત્માનો—જન સેવાના ભાવથી વિચરનાર એક તપસ્વીનો—પૂણ્યાત્માનો—પ્રભાવ.

અને તે પણ કંઇ જેવો તેવો નહિ—જેમને અનુભવ થયો છે તેઓજ સારી રીતે જાણી શકે છે-સમજી શકે છે.

આપની પાસે સૌ કોઇ આવે છે. જન સેવા કાજે આપ તવંગરો કરતાં ગરીબો પર વધુ ધ્યાન આપો છો; કેમ કે આપ જ્ઞાનિ છો એટલે એમના દુઃખ અને લાગણી સારી રીતે સમજી શકો છો—આપની પાસે શ્રીમંત ભક્તોના ટોટા નથી—આપ ધારો તો બીજા ઘણા મુનિ—મહારાજો અને સાધૂ મહાત્માઓની માફક લક્ષ્મી લખલૂટ મેળવીશકો એમ છો. પણ—

આપ ગરીબોને વધુ પસંદ કરી કોઈ પણ જાતના ભેદ ભાવ વગર—કોઈ પણ જાતના સ્વાર્થ વગર—સૌ કોઈની સેવા વિના મૂલ્યે કરો છો—એજ આપની લોક પ્રિયતાનું ઉદાર મુલ્યાંકન ? આપે આપની કાર્ય શક્તિ વડે શંકર અને શક્તિનો સુયોગ મેળવ્યો છે—

એટલે અમારે મન તો આપ દેવોના પણ દેવ-જ્ઞાનિના પણ જ્ઞાનિ ત્યાગીના પણ ત્યાગી-અને મહાત્માના પણ મહાત્મા તરીકે સ્થાન પામ્યા છો.

આપના ટુંક સમાગમથી અમારામાં અદ્‌ભુત જ્ઞાનનું

સિંચન કર્યું છે આ પુસ્તકને પ્રગટાવનાર—અમને પ્રેરણા આપી, ઉત્સાહ આપનાર અમારા કાર્યોમાં અમી રસ રેડી, અમારો જીવન પંથ ઉજાળનાર—આપ મહાત્માને—યોગીશ્વરને—દેવને—જ્ઞાનિને ત્યાગીને—સંતને—જન સેવાથી રંગાયલા સાચા પરમ ભક્તને—સપ્રેમ વંદન કરી—આ પુસ્તક આપના ચરણ કમળોમાં રજુ કરીએ છીએ. હરિ ૐ.

—પ્રકાશકો.



## આત્મ-સ્વરૂપને.

(અંજલી રૂપે)

**ક્ષમા, ધૈર્ય આસ્થા** આ ત્રણ સદ્‌ગુણો તમારામાં મહાન હતાં. તમે આ સંસારમા જન્મ લીધો, લગ્ન-ગ્રંથીથી પણ જોડાયા હોવા છતાં આ જીવન અખંડ બ્રહ્મચર્યનું પાલન કરી, મહાન-તપસ્વીનું જીવન જીવી તમારો પૂર્વ જન્મ સુધારી આ જન્મે મોક્ષ મેળવ્યો. સંસારમાં રહીને આ જીવન અખંડ બ્રહ્મચર્યનું પાલન કરવું, ક્ષમા, ધૈર્ય અને આસ્થાને સાથે રાખી કડકમાં કડક શિસ્તનું પાલન કરવું, સંસારમાં સરસા રહી,

કર્તવ્ય–પાલન કરી, આધિ, વ્યાધિ અને ઉપાધિ શિર પર હોવા છતાં, યુધિષ્ઠિરની માફક અડગ રહી, દરેક કાર્યમાં, દરેક ક્ષેત્રમાં તમે ઝંપલાવ્યું અને વિજય મેળવ્યો એજ તમારી કંચન વરણી કાયાએ.

આ પુસ્તકમાં લખાયેલા કાવ્યો એ ફક્ત કાવ્યો જ નથી; પણ એમાં દૈવી કળાનો અંશ સમાયેલો છે. સાધૂ-ચરિત વ્યક્તિ એ સારી રીતે સમજી શકશે. તમે જીવ્યા ત્યાં સુધી તમને બેજ હાથ હતાં–આજે અમર પદ પામી મોક્ષ મેળવ્યો–હજારો હાથો વાળા થયાં–તમારી પાછળ મુકી ગયેલાં તમારા કાર્યો-તમારા સગાં, સ્નેહી અને સહોદર, તમારી વિશાળ જ્ઞાતિ-ગંગા અને તેથી વધુ તમારા અસંખ્ય વિદ્યાર્થીઓ કરી રહ્યા છે.

કીર્તિનો કળશ શ્રી જગદંબાએ તમારા પર ઢોળ્યો છે. ખરેખર કોઇ શ્રાપિત દેવ આ દુનીયામાં ટુંક વખતમાં પોતાની ચમત્કૃતિઓ ચમકાવી અદ્રષ્ય થઈ ગયો હોય તેવુંજ તમારૂં જીવન લાગે છે.

રામનો ટેક, યુધિષ્ઠિરની અડગતા, અર્જુનની કાર્ય કુશળતા, દ્રોણનું ગુરૂત્વ, ભિષ્મનું બ્રહ્મચર્ય, શ્રવણની પિતૃ–ભક્તિ આ બધું તમારામાં હતું,—

એટલે તમે એક સાધારણ મનુષ્ય તરીકે તો જન્મ્યાજ ન હતાં–મનુષ્યરૂપમાં દેવનો જન્મ થયો હતો. દૈવી કળા ચોમેર પ્રસારી, સંસારી જીવોને કર્તવ્યનું પાલન સમજાવી–ગુરૂરૂપે શિક્ષા આપી–અસંખ્ય વિદ્યાર્થીઓનાં દિલમાંવસી–આખા ગણદેવી તાલુકાનાં ઘર ઘરમાં વસી અમર યાદ મુકી ગયાં, એજ તમારો મહાનમાં મહાન વિજય. તમે જીવન જીવી પણ જાણ્યું અને મૃત્યુને ભેટી પણ જાણ્યું.

તમે ગણિત શાસ્ત્રના પ્રોફેસર હતાં, છતાં બીજા બધા વિષયોમાં પણ તેટલાજ નિપૂણ હતાં; એ તમારા વિદ્યાર્થીઓ આજે પણ મુક્ત કંઠે કહે છે. હું જ્યાં જ્યાં જોઉં છું ત્યાં ત્યાં તમારા વિદ્યાર્થીઓ તો ખરાજ—આજે પણ તેઓ અશ્રુભીની આંખે—સહર્ષે—દલાલ માસ્તરને યાદ કરી વંદના કરે છે—અમર રહો! એ ગુરૂવર દલાલ માસ્તર! તમો એક દલાલ માસ્તર તમારા અસંખ્ય વિદ્યાર્થીઓનાં દિલમાં વસી ગયાં છો અને અમર યાદ મુકી ગયાં છો એજ તમારાં ગુરૂત્વનો પ્રભાવ.

તમારી જ્ઞાતિમાં પણ તમારૂં સ્થાન અનોખુંજ હતું; અને તેમાં ખાસ કરીને તમારાં નવસારીના જ્ઞાતિ—જનો તો તમારા માટે અડગ શ્રદ્ધા અને માન આજે પણ ધરાવે છે. તમારૂં ભિષ્મ જેવું બ્રહ્મચર્ય પાલન અને શ્રવણ જેવી પિતૃ—ભક્તિ સૌ કોઈને આંખે નાંખે તેવી છે. મનુષ્યની કીર્તીના પાયો આ બે વસ્તુ પરજ આધાર રાખે છે; તેનું તમે કઈ રીતે પાલન કર્યું અને દુનીયામાં દેખાડી આપ્યું—

**There is nothing impossible in human's life** આ સુત્ર તમો વારંવાર કહેતાં હતાં એટલુંજ નહિં પણ કાર્ય કરીને બતાવતાં હતાં. "કર્મણ્યે વાધિ કારસ્તે મા ફલેષુ કદાચન" તમો તો કર્મનાજ અધિકારી હતાં—કર્મ પાછળજ મંડયા રહ્યા—ફળની તો સ્વપ્ને પણ આશા રાખી ન હતી. એજ તમારી કાર્ય કરવાની વિશિષ્ટતા—એજ તમારી મહત્તા એજ તમારો—કીર્તિ સ્થંભ. તમારા સાહિત્ય રસિક સાથીઓ, પ્રોફેસરો તથા કેળવણી કારો આજે મુકત કંઠે કહે છે કે ગણિત શાસ્ત્ર અને સાહિત્યને કેટલેક અંશે દુશ્મનાવટ હોય છે. એ

સુધીમ એમણે સાદર્યો. એમણે જો આ બાબતની અમને વાત કરી હોત તો આજ પહેલાં શ્રી. એમ કે. દલાલ. એક ગણિત શાસ્ત્રી તરીકે, એક સાહિત્યકાર તરીકે આજનાથી વધુ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકયા હોત અને સાહિત્ય ક્ષેત્રમાં એમનું સ્થાન અનોખું હોત.

"Honour and shame, from no condition rise; Act well your part, there all the Honour lies."

આ બે લીટીઓ તમે તમારા જીવનમાં દરેક કાર્યમાં સારામાં સારી રીતે પચાવી હતી અને તે ઉપરાંત તમો કહેતાં હતાં કે—

"Only the Actions of the just, smell sweet and blossom in the dust"

મનુષ્યને તો કોઇજ ઓળખતું નથી. ઓળખે છે તે તો ફક્ત થોડા વખત માટેજ; પણ તેના કાર્યને તો સૌ કોઇ યાદ કરે છે—તેના કાર્યોજ તેને અમર પદ આપે છે—માટીમાંથી સુવાસ પ્રસરાવે છે—તેનો અવાજ દિગંતોમાં પણ ફેલાય છે અને દેવોને પણ હચમચાવી મુકે છે.

તમારા કાર્યો નિઃસ્વાર્થી હતાં-સેવા ભાવથી ભરપૂર હતાં એ સેવા કરવામાં દેહનું પણ ભાન ભુલી જતાં હતાં—સગા સહોદરનો પણ ખ્યાલ નહોતા રાખતાં—તમે ધાર્યું હોત તો લક્ષ્મી નંદન બની બેઠા હોત. તમે દુનીયાની કેઇ માયામાં ન ફસાયા તે આવી ક્ષણિક અને માયાવી જાળમાં ન ફસાય તે તમારા જેવા ત્યાગી પુરૂષોજ સમજી શકે. જે મનુષ્ય આત્મ ભોગ આપી શકે છે—જે મનુષ્ય સ્વાર્પણ કરી શકે છે—તેજ ખરો ત્યાગી છે તેજ વૈરાગી છે,-તેજ અવિચળ પદને પામે છે-તેજ

His Holiness Hari Om Maharaj

## श्रीमद् सद् गुरवे नमः।



**સત્કર્મનિષ્ઠ સ્વામી શ્રી હરિ ૐ મહારાજ**

જેમણે સ્વ. માસ્તરસાહેબ મગનલાલ ડેરાબારામ દલાલને
પરમ સાત્વિક જીવન જીવી લોકકલ્યાણને જ મુખ્ય ધર્મ
માનવાની પ્રેરણા આપી હતી.

દેશબંધુ પ્રિ. પ્રેસ—સુરત.

મોક્ષ મેળવી જાણે છે-તેજ જનતાનું કલ્યાણ કરી વિજય માળ પહેરવાનો અધિકારી બની શકે છે. ખરેખર, તમારા કર્તવ્યો આગળ સૌના શિર નમે છે; અને તમારાજ વ્હાલા સોયા વિદ્યાર્થીઓનાં શબ્દોમાં કહું તો અમર રહો દલાલ સાહેબ, અમર રહો—અમર રહો—અમર રહો. ૐૐૐ હરિ ૐ

હરિ ૐ પરશુરામ મહારાજ.



## પ્રસ્તાવના.

### (૧) (જીવન વિષે)

વિદ્યાનો મહિમા આ દેશમાં એટલો અસાધારણ મનાયો છે કે જે શ્લોકમાં વિદ્યાનો મનુષ્યના અધિક રૂપ સમાન તેમજ ગુપ્ત ધન જેવી કહી છે તેને અન્તે તો વિદ્યા વિહીનને પશુ જ કહેવામાં આવ્યો છે, જેણે તેના પશુ ગણાવું ન હોય તેણે સમજવું જોઈએ કે વિદ્યા મનુષ્યને ખરૂં ઉચ્ચ સુખ અપાવે છે, ને ગુરૂઓની પણ ગુરૂ હોવાથી યશ અપાવે છે, પરદેશમાં તો તે બન્ધુ જનની ગરજ સારે છે. તે રાજ દરબારમાં પણ પૂજાય છે અને તેથી તે આપણા જીવનનું "પર દૈવ." એટલે મહાન શક્તિ છે.

એવી પ્રભાવ શાળી જે વિદ્યારૂપી શક્તિ તેના ઉપાસક આ પદ્ય સંગ્રહના કર્તા સ્વ. મગનલાલ કેવળરામ દલાલ હતા તેમણે પોતાનું જીવન વિદ્યોપસનાને સમર્પેલું તેથી, સ્વાભાવિક રીતેજ તેમણે "વિદ્યાદેવીના ચરણે" — એ કાવ્યમાં

વિદ્યા સેવનને—પોતાના ધર્મ તરીકે ઓળખાવ્યો છે; એટલું જ નહિ પણ એવી સેવા કરતાં કાયા રગદોળાઇ જાય તો પણ સ્તુતિ-નિન્દાની અગર ધન કે કીર્તિની પરવા વિના પોતે એના શરણુંજ દાસત્વ સ્વીકારવાને એમાંજ જીવનની સાર્થકતા પોતે સમજે તથા બીજાને સમજાવે છે. વાપરતાં ઉલટું વધે એવું એ વિદ્યાધન અમૃતના -નામને પણ પાત્ર છે.

"અમૃતને શાને નહિ પીવું?
નહિ પાવું શાને?
પ્રભુ-ખજાનો દીઠો તો ત્યાં,
નહિ ધાવું શાને?"

ગણુદેવીના ગુરૂદેવ"ની પદ્વી પામેલા એ સમર્થ શિક્ષક તથા ચારિત્ર શાળી પુરૂષની કારકિર્દી માત્ર વર્ષની ગણતરી પચ્ચાસ વર્ષની હતી. તેમણે એટલા સમયમાં જે કાર્ય કર્યું અને જે અનુકરણીય જીવન—આપણા દેશની વિદ્યાગુરૂઓની પ્રણાલિકા અનુસાર જીવ્યા તે ગણુદેવીની બહાર પણ સર્વે સંસ્કારી સ્ત્રી પુરૂષોએ જાણવા જેવું છે. પોતે આજથી પંચાવન વર્ષ પર (તા. ૧-૧૨-૧૮૯૩ના રોજ) રાંદેરમાં જન્મ્યા હતા, શિક્ષણ સૂરત, અમદાવાદ, તથા પૂનામાં લીધું. ત્યાંથી ગણિત શાસ્ત્રના સ્નાતક બીજા વર્ગમાં માન સહિત થયા, એ વખતે તેમના સહાધ્યાયી સૂરતની એમ. ટી. બી. કોલેજના હાલના આચાર્ય પ્રિ. નગીનદાસ મા. શાહ હતા. બંનેની એ મૈત્રી તો આખર લગી ટકી. [શ્રી શાહ સાહેબ તેમની સાથેના પોતાના સંબન્ધનો પરિચય આપીને કહે છે કેટલું યથાર્થ છે?
"એમના અકાળ મૃત્યુથી મેં તો એક સ્નેહી ગુમાવ્યા;

પણ ગણુદેવીની નવી હાઇસ્કૂલે તો તેનો આદ્ય વ્યવસ્થાપક, સંયોજક અને પાલક ગુમાવ્યો છે."

એ હાઇસ્કુલ સદ્દગત દલાલ માસ્તરની એક અનોખી કાર્ય સિદ્ધિ એ આખા તાલુકામાં સુપ્રસિદ્ધ શાળાની ઉત્પત્તિ જ તેમની પોતાની સ્વાતંત્ર્યપ્રેમી મનોવૃત્તિમાંથી જ થઈ હતી. ત્યાર પહેલાં પોતે એજ શહેરમાં જ્યાં નોકર તરીકે હતા, ત્યાંથી મતભેદના કારણે છુટા પડવાનું થતાં, પૂરા ઉત્સાહથી તેમણે પોતાની "ગણુદેવી ન્યુ હાઇસ્કુલ" કાઢી, અને સ્વાશ્રયના એ સરસ નમૂનાનો લાભ ત્યાં ભણતાં બાળકોને લાંબા સમય સુધી આપ્યો.

પરંતુ તે માત્ર સારા વહીવટ કરનાર કે કાળજી ભર્યા ઉત્તમ પરીક્ષક કે "મોડરેટર" જ નહોતા. તેમની વિશેષતા એ હતી કે તેમને ગણિત ઉપરાંત બીજા વિષયોમાં પણ ઘણો અને સાચો રસ હતો. ગણિતના સમર્થ જાણકાર હોવા ઉપરાંત સાહિત્ય પ્રેમી પણ પોતે હતા; અને તે, આ કાવ્યો દર્શાવે છે તેમ માત્ર ગુજરાતી સાહિત્ય નહિ પણ સંસ્કૃત તથા ફારસી સાહિત્ય પણ ખરું.—ફારસી તો જાત મહેનતથી ઘેર અભ્યાસ કરીને શીખ્યા હતા. એ રીતે તેમણે ગણિત, ઉપરાંત સંસ્કૃત, ગુજરાતી, ફારસી, ઇતિહાસ ભુગોળ, વ્યાકરણ તથા વિજ્ઞાન પણ સારી રીતે શીખવવાની યોગ્યતા પ્રાપ્ત કરી હતી.

શિક્ષક તથા કાર્યકર તરીકેના એ ગુણોમાં તેમના વ્યક્તિ તરીકેના પણ કેટલાક ઉચ્ચ ગુણો ભળ્યા હતા. સ્વભાવે સરળ અને મિલનસાર, ભારે ઉદ્યમી, બહુ સાદા, જીવન ને રહેણી કરણી સાદી તેટલાજ વિચારો ઉચ્ચ, એથી ઉચ્ચતરને અનુકરણ પાત્ર આચરણ—આવા સર્વ ગુણોએ કરીને પણ એ આ જન્મ

સંસ્કાર સેવક વિભૂષિત હતાં. ગણદેવી નિવાસી તેમના એક પ્રશંસક કહે છે તેમ એ શહેર માટે તો—

"દલાલ સાહેબ એટલે સર્વસ્વ. દલાલ સાહેબ નહિ એટલે કંઇજ નહિ. દલાલ સાહેબ જતાં આપણા સાંસ્કારિક જીવનનો અસ્ત થતો—હાલ તુરતતો—મને ભાસ્યો હતો."

## (૨) (કાવ્યો વિષે)

કાવ્યોના લેખક તરીકે શ્રી. દલાલ સાહેબનું એક આગળ પડતું લક્ષણ ધાર્મિકતા છે. તેમના જેવા નીતિ પરાયણ દૃઢ ચારિત્રના પુરૂષ માટે એજ સ્વાભાવિક એ પણ આપણે સમજી શકીએ તેવું છે. ઉપરના એક ટુંકા ઉતારામાં પણ આપણે જોયું કે વિદ્યાને તેમણે સામાન્ય ધનદોલત નહિ, પણ પ્રભુના ખજાનો—એવી રીતે ઓળખાવેલ છે. પ્રભુ, ધર્મ, નીતિ આદિ જેવા વિષયો માટેનું તેમનું આકર્ષણ આપણે તેમનાં "અદ્વૈત" "ધર્મરાય-સભા" "કર્મ-મંત્ર" જેવા કાવ્યોમાં પણ જોઇએ છીએ. મેં દ્વૈતતાનો ફાયદો ક્યાંય સાંભળ્યો નથી; અદ્વૈત હોય ત્યાંજ આનન્દ છે. પ્રાણીઓ અહંતાના દ્વંદ્વથી દુઃખી થાય છે, એટલું કહયા પછી અભેદતા દર્શાવવા દ્રષ્ટાંત આપે છે.—

"ભિન્ન સ્વરૂપ ભાસતાં,
પણ રૂપ સૌનું એક છે;

ક્યાં સૂર્યને ક્યાં કમલિની ?
દ્રષ્ટાંત એ મોજૂદ છે."

આ કાવ્યનો અંત પણ સુન્દર છે.——

"અદ્વૈતના ભણકારથી હૈયું સદા ગુંજી રહે,
ના શોક છે, ના મોહ છે, આનંદને આનંદ છે."

"કર્મ-મંત્રમાં, અદ્‌ભુત કર્મ ગતિ સર્વ વ્યાપક છે, એ સૂચવ્યા બાદ પ્રોત્સાહક પંક્તિઓ છેવટે આવે છે——

"આ ભારત-ડંકા કર્મ-પ્રતાપે વાગ્યા;
દિગન્ત માંહીં તે નાદ બધે ફેલાયા."

"ધર્મરાય-સભા" "ભરત" "હનુમાન અને ભીષ્મ" "દત્ત-ચોવીસ ગુરૂ" તથા "શ્રી શંકરાચાર્ય" જેવાં કેટલાક કાવ્યોની ખાસ ખૂબી એ છે કે આપણને પરિચિત કોઇને કોઇ ધાર્મિક પ્રસંગ કે પાત્રનો સદુપયોગ લેખકે નીતિ બોધ કે ચરિત્ર ઘડતરની કાવ્ય સામગ્રી તરીકે કર્યો છે. એ પ્રકારનાં કાવ્યો સાદા હોય ત્યારે પણ તેમાં—રહેલું રહસ્ય કીંમતી છે; એટલું જો એનાં વાંચનાર સમજે તો— ખાસ કરી યુવાન વર્ગ-તેમાંથી ઘણું શીખી શકે.

આ સર્વ કાવ્યોમાં આપણે જોઇએ છીએ કે આપણી ધાર્મિક પરંપરામાં જે બીજ સંસ્કારનાં રહેલાં છે તેને ખીલવે તથા પોષે એવી રીતે રચનાઓ થઇ છે ને તેથી ઉપર કહ્યું તેવું પરિણામ આવી શક્યું છે. એજ રીતે "અનુભવ-રસ" તથા "નશ્વર કાયા" જેવી રચનાઓમાં જો આપણું લાક્ષણિક તત્વજ્ઞાન, તો "સતનો બેલી રામ"માં નૈતિક ઉપદેશ અને "કુદરતમાં પ્રભુનું દર્શન"માં વર્ણન સાથે ચિન્તન યોગ્ય રીતે લખેલું છે. બીજો એક વિષય જે લેવાયો છે તે દેશભક્તિ, જેના

સારા નમૂના "ભારત મૈયા" તથા "ભારત માતાને" છે. એમાંનું પહેલું આજથી ત્રીશેક વર્ષ પર લખાયલું તોપણ તેમાં કોમી ઐક્યનો ઉલ્લેખ છે, એ હકીકત ધ્યાન ખેંચે તેવી છે. બીજી બાજુ, ઇતિહાસમાંથી વિષય લઇને એક સુન્દર રચના "રાંદેરનો નાયતો." પણ કરી છે, સંગ્રહનાં વધારે સારા કાવ્યોમાંનું એક તે એના સન્મતિ-પ્રેરક વિષયની તેમજ બંધ બેસતા રાગની પસંદગીને લીધે બની શક્યું છે.

આ દિગ્દર્શન પરથી વાંચનાર જોઇ શકશે કે સ્વ. દલાલ સાહેબમાં વ્યક્તિ તેમજ શિક્ષક તરીકે જે વિશિષ્ટતા હતી, તે સાહિત્ય સેવક તરીકે પણ પ્રકાશે છે. કુદરતે આપેલી પદ્ય રચનાની-શક્તિનો તેમણે ઉત્સાહથીને કર્તવ્ય ભાન પૂર્વક જે વિનિયોગ આ દિશામાં પણ કર્યો છે તે આપણા આદરને પાત્ર જરૂર છે.

મારે પોતાને માટે તો સૌથી મોટી સન્તોષની વાત આ કાર્યને અંગે એ છે કે શ્રી. દલાલ સાહેબ જેવાના-જીવન વિશે થોડું કાંઇક યથાશક્તિ હું આ લેખ નિમિત્તે જાણી શક્યો; એ માટે મને તક આપનાર એમના બન્ધુઓનો આભારી છું.

પ્રા. વિજયરાય ક. વૈદ્ય.



# A Gentleman of Noble Career.

By-Prof. **C. N. Vakil**
M. A. (Bom.) M. Sc. (Econ. Lon.)
Professor of Economics,
University of Bombay.

I had the previlege of knowing Sjt. M. K. Dalal since his boyhood, when at school he showed exceptional capacity particularly in Mathematics and easily above the average fellow students of his class. Besides his scholarly habits, one was impressed by his character and personality. In this he was considerably helped by his contact with the late Sjt. Chandrashanker M. Bhatt of Rander, who lived a spiritual life of a practical Vedantist and influenced the young men of the town by his teaching and practice. Sjt. Dalal tried to the last to live up to the teachings that he had thus imbibed. Either as a teacher or a friend he was known for his devotion to duty and for his straight forward character and easily impressed all

those who came in contact with him.

Though my contact with Sjt. Dalal in recent years, was not close, whenever I had opportunities to meet him, I always found that his one aim in life; was to do his work conscientiously and be useful to others even at the cost of his own convenience and comfort. A person of such character leading a simple unassuming life is not likely to acquire name or riches in the worldly sense. But Sjt. Dalal lives in the heart of those young boys who learnt under him and they will cherish his example and always profit by it. This rich heritage is greater than worldly riches.

It is a sad tragady not unusual in human affairs that a character so useful and a life so noble should have been prematurely cut off at a very early age. The loss of the students community of Gandevi among whom he worked and therefore of the citizens of the town is irrëparable. His loss is equally mourned by his friends and admirers, who like me always felt in his presence the exis-tance of a noble life worth copying.

## બે બોલ.

સૌ પ્રથમ આ પુસ્તક છપાવી પ્રસિધ્ધ કરવા માટે અમને પ્રેરણા આપનાર સ્થાનિક કૉલેજના પ્રાચાર્ય શ્રી નગીનદાસ મા. શાહ સાહેબ તથા ગુરૂવર્ય હરિ ૐ પરશુરામજી મહારાજનાં ઉપકારી છીએ. આ પુસ્તકની પ્રસ્તાવના લખવા માટે મુરબ્બી પ્રોફેસર સાહેબ અને સાહિત્ય રસિક શ્રી. વિજયરાય ક. વૈદ્યે પોતાની નાદુરસ્ત તબીઅત હોવા છતાં આ કામ પરત્વે ખંત અને કાળજી રાખી ટૂંક વખતમાં લેખકના જીવન વિષે તથા કાવ્યો વિષે જે પ્રસ્તાવના લખી તૈયાર કરી તે બદલ તથા પોતાના કીંમતી વખતનો ભોગ આપી આ પુસ્તક માટે અમોને માર્ગ સૂચન કરવા બદલ પણ એમના આભારી થયા છીએ.

પ્રો. કુંજ વિહારી મહેતા તથા અન્ય સાહિત્ય રસિકોએ આ પુસ્તક માટે પોતાના ઉત્તમ અભિપ્રાયો વ્યક્ત કરી, સાહિત્ય ક્ષેત્રમાં આ પુસ્તકને સ્થાન આપવા બદલ, આ ! એઓ સર્વે ભાઈઓના આભારી થયા છીએ. આ પુસ્તકની શરૂઆતથી છેવટ સુધી ભાઈ શ્રી. કુમુદચંદ્ર મહેતાએ સાથે રહી, અમોને માર્ગ-દર્શન કરાવ્યું છે તથા પોતાના કીંમતી વખતનો ભોગ આપી અન્ય સહાયતા કીધી છે તે ખરેજ ! ભુલાય તેમ નથી.

સ્વર્ગસ્થનું હસ્ત લેખીત સાહિત્ય, પુસ્તક આકારે

છપાવી પ્રસિદ્ધ કરવામાં, અમોને ઉત્સાહ આપનાર સ્વર્ગસ્થના અસંખ્ય વિદ્યાર્થીઓ તથા સ્નેહીઓ તથા સૂરત, નવસારી, મુંબઈ તથા અન્ય સ્થળે વસતાં અમારા અસંખ્ય જ્ઞાતિ બંધુઓનો પણ આ સ્થાને ઉપકાર માનીએ છીએ.

સ્વર્ગસ્થના નામની **મગનમંથન માળા** શરૂ કરી આ પ્રથમ પુસ્તક સૌ કોઈએ વધાવી લીધું છે; તેવીજ રીતે હવે પછી પ્રકટ કરવામાં આવે તે-આ મગનમંથન માળના મણકાએ-સૌ કોઇ વધાવી લેશે, એવી આશા વ્યકત કરીએ છીએ

અમારા પૂજ્ય ભ્રાતાશ્રી અને ગુરૂદેવની હયાતી બાદ, એમના કાર્યની ફરજ અમારે શિરે આવી પડી છે; પરંતુ અમારી આ ફરજ સૌ કોઈ ભાઈઓએ યથા શકિત ઉપાડી લઈ અમારી આ ફરજમાં-સર્વે ભાઈઓ પોતાની ફરજ સમજી પોતાનો ધર્મ બજાવ્યો છે; તે બદલ તેઓ સર્વેની કદર કરવામાં આવે છે.

અંતમાં આ મગનમંથન માળા માટે અનુભવી સાહિત્ય કારો, વિદ્વાનો અને કાવ્ય રસિકો તરફથી અમને યોગ્ય સૂચનાઓ અને માર્ગ-દર્શન મળે એવા વિનંતિ સહ વિરમીએ છીએ.

**પ્રકાશકો.**



# મુરબ્બી માસ્તર સાહેબ.

(જીવન અને કાવ્યો વિષે)

હું જ્યારે અંગ્રેજી ત્રીજા ધોરણમાં હતો, ત્યારે મારી યાદદાસ્ત મુજબ મારા પૂજ્ય શિક્ષક સ્વ. દલાલ સાહેબ મારી નિશાળમા દાખલ થયાં હતાં. **સરસ્વતી દેવીના એ પરમ ઉપાસક હતાં અને એ દેવીનો એમના પર અજબ મોહ હતો.** એક શિક્ષક તરીકે એમનો જોટે મળવો મુશ્કેલ છે; પણ એક સજ્જન શહેરી તરીકે એમણે જે વર્તન દાખવ્યું હતું; તે ગણદેવીના ઇતિહાસ ઘણું જ અનોખું હતું. દરેક જાહેર પ્રવૃત્તિઓમાં અગ્રગણ્ય ભાગ લઇ **એઓશ્રીએ પુસ્તકાલયનાં રૌપ્ય મહોત્સવ પ્રસંગે જે કરી બતાવ્યું તે તો ખરે જ,? એમના માટે આજે પણ મગરૂર થવા** જેવું છે. એઓશ્રી એક આદર્શ ગુરૂ હતા, સજ્જન શહેરી હતા, અખંડ બ્રહ્મચારી હતા એટલુંજ નહિ પણ એક સાચા-મૂક-**સાહિત્યકાર પણ હતાં**-પાછળથી હું એમનો પરમ મિત્ર બન્યો હતો; ત્યારે મને અમૃતપાન કરાવી એમના હૃદયનાં ઉંડાણમાંથી જે અવાજો કાઢયા હતાં તે આજે પણ મને સાંભરે છે. એઓશ્રી અડગ શ્રદ્ધાવાન હતાં તે આપણે એમના ભક્તિમય કાવ્યો પરથી જોઇ શકીએ છીએ. મુક-સેવક બની એમણે લખ્યા જ કર્યું; પરંતુ એમની બહુ જ ઓછી કૃતિઓ જાહેરમાં મુકી હતી. આ એક આશ્ચર્યકારક ઘટના કહેવાય? એમણે ધાર્યું હોત તો એમના જીવન કાળ દરમ્યાન જ એમણે ઘણા પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કર્યાં હોત; અને એક સાહિત્યકાર તરીકે એમની કારકીર્દિ વધુ ઉજ્વળ કરી શકયા હોત. પરંતુ જાહેરમાં આવવાની એમને લેશ માત્ર પણ ઇચ્છા ન હતી તે એમનું સાહિત્ય જ આ દ્રષ્ટાંત પૂરૂં પાડે છે.

"એકાત્મા" કેટલું સુંદર કાવ્ય ? સૌ કોમને માટે સૌ જાતને માટે-સૌ રંગને માટે-એકજ માર્ગ ? 'વિદ્યાદેવીના ચરણે' પોતાનું જીવન સર્વસ્વ અર્પણ કરનાર માટે આનાથી સબળ પુરાવો શું હોઈ શકે ! "સતના બેલી રામ" સાબીત કરી છેવટ "કર્મ-મંત્ર" માટે જુસ્સાદાર પ્રેરણા કરનાર આ **મૂક-સાહિત્યવિનો પ્રેરક વાણી અને કાવ્ય રચના ઘણીજ અદ્ભુત-આત્માને ઓળખનારી જ તો લાગે છે.**

એમના કાવ્યો આત્માને ઓળખવા માટે છે—જીવનની એણીઓ—ઉચ્ચ—વધુ ઉચ્ચ બનાવવા માટે—પ્રભુના સાક્ષાત્કાર કરવા માટે છે. ટુંકમાં ધર્મ, ચિંતન, જ્ઞાન, બોધ નીતિ અને આત્મોન્નતિ માટે છે.

હું જાણીને ખુશી થાઉં છું કે પૂજ્ય દલાલ સાહેબનું આ દિશામાં અધૂરું રહેલું કાર્ય, એમના બાંધવો શ્રી નગીનદાસ તથા ન્હાનાલાલ દલાલ પુરૂં કરવા તત્પર થયા છે જૈન સમાજને, એમની જ્ઞાતિને અને એથી વધુ કેસરાન વ પૂજ્ય દલાલ સાહેબના અસંખ્ય વિદ્યાર્થીઓ જેઓ રાત દિવસ સ્વર્ગસ્થનું સ્મરણ કરી રહ્યા છે—તેમના માટે આ બધી કૃતિઓ છપાવી પ્રસિદ્ધ કરી સર્વને લાભ આપવા ઇચ્છા રાખે છે.

આજના યુવાન વર્ગે અને ખાસ પૂજ્ય દલાલ સાહેબનાં અસંખ્ય વિદ્યાર્થી બંધુઓએ આ પુસ્તકનું મનન કરવું જોઇએ. **સમાજમાં અને સાહિત્ય ક્ષેત્રમાં આ પુસ્તક અનોખી છાપ પાડતું હોઇ ખાસ આવકારવા લાયક છે.**

**અરદેશર માણેકજી દા-ક,**
(બી. એ. એલ. એલ. બી.)
(એડવોકેટ)

ગણુદેવીના ગુરુદેવ

**સ્વ. શ્રી મગનલાલ કેવળરામ દલાલ**



જેમણે નિજ છાત્રમંડળનો અપ્રતિમ પુત્રભાવ સંપાદન કર્યો. અને તેમને જ્ઞાન સાથે સુસંસ્કાર આપ્યા. હજારો વિદ્યાર્થીઓ આજેય એમને કૃતજ્ઞતાથી સંભારે છે.

દેશબંધુ પ્રિ. પ્રેસ સુરત.

# મગ્નમંથન માળા

પુસ્તક ૧ લું

ખંડ ૧ લો

## જ્ઞાન અને ભક્તિ

# જ્ઞાન અને ભક્તિ

## ૧ અદ્વૈત

( હરિગીત )

અદ્વૈત ને અદ્વૈતના ઘોષો સદા સંભળાય છે;
જ્યાં દ્વૈત દેખાયે તહિં મુજ હૃદય ઉકળી જાય છે.
મેં દ્વૈતતાનો કાયદો સુણ્યો નહિં કો સ્થળ વિષે;
અદ્વૈત જ્યાં હોયે તહિં આનંદમાં સૌ કો દિસે.

દ્વૈત કલ્પી પ્રાણી સર્વે દુઃખી થાતાં સર્વથા;
આડંપણું ફોકટ કરીને દ્વન્દ્વથી વ્યાકુળ થતા,
ભિન્ન સ્વરૂપે ભાસતાં પણ રૂપ સૌનું એક છે;
ક્યાં સૂર્ય ને ક્યાં કમલિની? દૃષ્ટાંત એ મોજુદ છે.

હા? જોડું પેલું પંખીનું આનંદમાં ત્યાં માલતું;
ના ભેદ છે, ના ભય દિસે, અદ્વૈત રૂપે માલતું.
અદ્વૈતના ભણકારથી હૈયું સદા ગુંજી રહે;
ન શોક છે, ના મોહ છે, આનંદ ને આનંદ છે.

૨૭-૧૧-૪૮



## ૨ આત્મ તપ.

( ગઝલ )

અહો ! આ આત્મતપ જેવું મને દિસે બીજું કોના;
અહો ! એમાં રહું ગુલતાન;
સદા હું મોજ માણું હ્યાં........ટેક.

અહો ! સૌ ત્રિપુટી સિદ્ધિ થતી મુજ આત્મ ચેતનથી;
અહો ! મુજ આત્મ ચેતનમાં;
ત્રિપુટી સર્વ લય થાતી........અહો ! આ.

શુભાશુભ સર્વ ચેષ્ઠાઓ જુઓ સંઘાતની ભાળી;
જુઓ કર્તા અને હેતુ અહંતા સર્વને ટાળી....અહો ! આ.

અહો ! એ ત્રિપુટી થાતી હુંમાં લય: ના હવે દીસે;
અહો ! અસ્તિ, પ્રિય, ભાતિ,
રૂપ આત્મા હવે દિસે ?........અહો ! આ.

અહો ! એ પણ દિસે નાંહિ, પ્રકાશે છે સ્વયં જ્યોતિ;
રહ્યો હું છું સ્વયં આંહિ,
શકે ના વાણી, મન વર્ણી........અહો !આ.

અનાત્મ સર્વ તપ કીધે થતી ના આત્મ સિદ્ધિ જો;
અનાત્મ સર્વ વસ્તુથી મળે ના આત્મ વસ્તુ જો....અહો !આ.

૨૪-૧૧-૪૮



જાગી ઉઠી જો તું તપાસી વિધ વિધ રંગ જણાશે;
બહાર ભીતરમાં એક પ્રકૃતિ કેરો તાર જણાશે.

## ૩ વાસનાવાનને

( અનુષ્ટુપ )

ઉન્હાળે શાંતિદા હિમ, શિયાળે દુઃખદાયિ તે;
ચંદ્રિકા કામિને બાળે, આનંદ અન્યને હિયે.
કંચન, કામિની, પુત્ર, એકદા સુખદા દિસે;
પરંતુ કોઈ વેળા તો, ભાસે છે દુઃખદાયિ એ.
વસ્તુમાં સુખ ના કિંતુ, રહ્યું છે મનને વિષે;
વસ્તુમાં સુખ હોયે તો, અવિચ્છિન્ન નકી દિસે.
અનાસક્ત નિરાશી ને, આનંદ રૂપ છે બધું;
વાસનાવાનને કિંતુ, સદા ના સુખદા કશું.

૭–૪–૨૦



## ૪ આનંદ

( ગઝલ )

અમારી પોથી માંહે તો, લખાયેલી ન દિલગીરી;
અમારી ઝિંદગી વહેતી, સદા ઝરણા સમી રમતી.
રમી કુદી સદા આનંદનો લ્હાવો જ એ લેતી;
હઝારો વિઘ્ન આવે તે, કદિ એ તો ન લેખવતી.
રહી આનંદમાં હરદમ, જગાવે ગાન કુદરતથી;
અહો ! બસ ! મસ્ત ત્યાં એ તો, અનલહક—નાદમાં ગેબી.
હૃદયના તાર ત્યાં ઝઝણી, અલૌકિક નાદમાં ભળતાં;
સુણે ના કર્ણ એ તાનો; અનુભવમાં જ એ ઢળતાં.

૩૦–૪-૨૦



## ૫ સુખનું મૂળ

( મનહરછંદ )

કજીયાનું મૂળ તમે અહંકાર જાણો નકી,
અહંપાણું ત્યાં કજીયો વ્હેલો મોડો થાય છે.
અનેક દુઃખો સહીને પિતા પુત્ર ઉછેરતો,
મોટપણે અહંતાથી પુત્ર સામો થાય છે.
અદ્વૈતતા અખંડ જામી રહી છે મિત્રમહિં,
અહંપણે ઝઘડા જરૂર ત્યાં તો થાય છે.
અદ્વૈત છે શુદ્ધ પ્રેમ. દ્વૈયત છે સુખ મૂળ,
અદ્વૈતથી આનંદ બ્રહ્માંડમાં દેખાય છે.

૨૧-૧૨-૧૮



## મનને ...

( મંદાક્રાંતા )

રે ! રે ! મન ! તું ફિકર તજીને જોઈલે સર્વ પાસ;
અંતર્બાહ્યે કુદરત તણી લ્હેર જૂદી જણાય.
આનંદોર્મિ સતત વહતી, દિવ્ય કૈં સૂર થાય;
ને તેમાં કૈં જીવન-પથનો ઉચ્ચ આદર્શ જન્મે.

૧૫-૬-૨૦



# ૬ આનંદની મસ્તી

( હરિગીત )

તુજ શીરમાં ભોંકે કટારી આ ક્ષણે, કો, આ સ્થળે ;
તદપિ ત્યજે આનંદ શેં ? આનંદ ત્યાગે શું વળે ?
આનંદ ને આનંદ તો બ્રહ્માંડમાં વર્તી રહે :
પરમૂર્ખતા કાજે અરેરે ! તું શોક શાને સૌ વહે ?
ધન પાપીનું લુંટાય ધર્માત્મા રૂદન શાને કરે ?
જે બોજ ઉપાડે સહે તે ભાર: બીજો શેં મરે ?
જેટલો આનંદ તું ત્યજશે બધો તારો જશે :
આનંદમાં વસશે અહિં: આનંદ પરલોકે થશે.
આનંદ અનુભવવાં સુજાએલો મનુષ્ય દેહ છે ;
આનંદહિણી અન્યાયોની : ના કશો સંદેહ છે.
કામ ક્રોધાદિ રિપુને પ્રાણિઓ સૌ વશ થતાં :
એ જીતતાં આ જન્મની નિશ્ચે થતી સૌ સફળતાં.
દુઃખ આવતાં પ્રાણી રૂવે, સુખ આવતાં સૌ કો હસે :
સમરૂપ રહેવામાં ખરૂં પુરૂષાર્થતો જગ તે વસે.

૨૪-૧૨-૧૮



વસ્તુ માત્ર છે ગુણદોષોથી ભરપુર જોતાં જણાયેજી:
કિન્તુ દાના પુરૂષો નિરખે ગુણને; દોષો ત્યાગેજી:

૧૩-૫-૧૮



## ૭ ઇશ્ક

( ૫૬ )

ભરીને પ્રેમ પ્યાલું ભરપૂર,
પીને સદા રહી ચકચૂર.

ઇશ્ક વિના બ્રહ્માંડ દિસે આ તૃણવત શુષ્ક અપાર;
નિર્જીવ ભાસે જીવન સઘળું લાગે સૌ નિઃસાર.
જ્વલંત ઝળહળ જ્યોત ઇશ્કની પ્રકટે નિત્ય અખંડ;
નષ્ટ થતો અંધાર બધો ને વ્યાપે છે આનંદ.
પ્રેમ અમારૂં જીવન બન્યું છે. પ્રેમ અમારૂં સર્વ;
પ્રેમથી કુદી પર્વત જાતાં, આધિ, વ્યાધિ, ગર્વ.
પ્રેમની પાંખે ઉડતાં સ્વર્ગે, પ્રેમથી સૌ અપરોક્ષ;
સિદ્ધાંતો સૌ આવી સમોતાં, રહેતાં ના એ પરોક્ષ.
ઇશ્ક જ જેનું જીવન બન્યું છે. ઇશ્ક જ જેનું સર્વ:
આધિ વ્યાધિ ઉપાધિ તરી તે પામે પ્રભુનું પર્વ.
ઇશ્કમહિં સર્વે સિદ્ધાંતો આવીને જ સમાય:
રસ ગસ હૈયું એમાં થાતાં પ્રભુ સાક્ષાત જણાય.



( મંદાક્રાંતા )

બ્હીતાં બ્હીતાં અખિલ જગથી ચાલશે ક્યાં સુધી તું ?
એ બીવાથી તુજ ગતિ મહિં વેગ શું આવશે કહે ?
બીવાથી તો સતત ગતિમાં વિઘ્ન ઝાઝા જ આવે ;
આડું ઉંધું તુજ જીવનનું નાવ તેથી તણાયે.



# ૮ આત્માનંદનો અનુભવ

( ૫૯ )

આનંદ ત્હારો ખોય તું શીદને આનંદ ત્હારો ખોય?
આર્થિક વસ્તુ કાજે શીદને આધ્યાત્મિક તું ખોય!....ટેક.
માન, મમત, ઘેલછામાં તું તો, પડી રહી જોતો સર્વ;
એનાથી શુદ્ધ નવ દેખાયે; ત્યજીને જોને ગર્વ....આનંદ.
માયાના ચશ્મા પહેરીને પડતો ઉંડે કૂપ:
એ ચશ્મા કાઢી જો તું છે ચિદાનંદ સ્વરૂપ....આનંદ
તું જાણે કે મ્હોટો કહાવું કીર્તિ પામું અપાર;
ગયા જ ત્હારા જેવા કૈં, ને જશે જ અપરંપાર....આનંદ.
કોટી જન્મ ધરી સુભાગ્યે પામ્યો આ અવતાર:
અનેક જન્મે મ્હોટો કહાવ્યો સિદ્ધિ થઇ ન લગાર....આનંદ
પાંચ જનો કૈં મ્હોટો કહેશે: એમાં શું વળશે?
આત્માનંદ અનુભવ નવ કીધ; ફેરા તુજ નહિં ફળશે....આનંદ
૧૧-૧૨-૧૮ ]



( હરિગીત )

તું માત છે, તું તાત છે, તું ભ્રાત છે, તું છે સખા;
તું હૃદય છે, તું પ્રાણ છે, તું આત્મ છે, તું છે મહા.
તુજ નામ સુણી હૃદય દ્રવતું સર્વથા ને સર્વદા;
કે મોહિની છે તુજ પાસે? તે કહે મુજને સખા.



## ૯ જ્ઞાન ને ભક્તિ

( અનુષ્ટુપ )

શુભકર્મ–અનુષ્ઠાન થકી વૈરાગ્ય થાય છે;
વૈરાગ્યથી નકી ભક્તિ, પ્રભુની અહિં થાય છે;
ઉપાસના રૂપી ભક્તિ થકી જ્ઞાન જ ઉદ્દભવે:
પરોક્ષ જ્ઞાનથી આંહિં, વિજ્ઞાન થતું પ્રાણીને.
વિજ્ઞાન થકી થાયે છે, નિશ્ચય અપરોક્ષ તો:
ક્રમવાર કરો એને, ઇચ્છો આત્મ સ્વરૂપ જો.

૨૯–૧૧–૧૮



## ૧૦ નશ્વર કાયા

(સાખી)

કાયા છે આ કારમી, નાશ થતાં નહિ વાર:
ડગલે ડગલે મૃત્યુના વાગે છે ભણકાર.
તું તો વજ્ર સમી લહે અજર અમર તુજ કાય;
પણ પરપોટો એહ છે, પળમાં ફૂટી જાય.
ત્હારી દૃષ્ટિ સમીપ આ નષ્ટ થતા સૌ દેહ;
શીખ ધરી એ માંહ્યથી ત્યજ તું કાયા સ્નેહ.
જન્મ્યું તે જાશે નકી, એ સૃષ્ટિનો ન્યાય:
રાખ્યું તે રહેશે નહિ, કરતાં લાખ ઉપાય.
વજ્ર–કાય હનુમાનજી, ભીમ મહા બળવાન;
ભીષ્મપિતામહ સમ અરે! થયાં બધાં ગતપ્રાણ

રાવણના હૃદયા વિષે અમીકુપ્પી કહેવાઈ;
કામ સર્યું નહિ તેહથી; કાયા ગઈ પટકાઈ.
હિરણ્ય કશ્યપ સમ ઘણા પામ્યા હરિ-વરદાન;
આખાવીખી થઈ ગયા તેના દેહ નિદાન.
દાનવ માનવ દેવની અમર રહી નહિ કાય;
કાચા કુંભ સમી નકી, ક્ષણમાં ફૂટી જાય.
કાયા તારી ફૂટશે એ પેરેજ અચિત;
આજકાલ કે પલકમાં; વિચારી લે ચિત્ત.
અમૂલ્ય ગંદી કાયમાં શું ધારે અનુરાગ?
તહારી તે થાશે નહિ; મમતા ખોટી ત્યાગ.
પશુ પંખી સૌ યોનિમાં દેહ મળે સૌ હાર;
માનવી દેહ ઉત્તમ કહ્યો તેના મર્મ વિચાર.
કાયા માયા છોડીને હરિ-માયા તું ધાર;
મસ્ત રહે લગનીમહિ સફળ થશે અવતાર.



સંસારી વસ્તુ શોધતાં સંસારમાં ડૂબે,
પ્રયત્ન કરતાં ઉલટો ઉંડાણમાં ડૂબે;
ડૂબે શરીર ભાન ના લગીર તો રહે;
શરીર ડૂબતાં થયુંજ ભાન; શું વળે? કહે.



# ૧૧ બ્રહ્મજ્ઞાન

(પદ)

બ્રહ્મતણું શું જ્ઞાન તેને બ્રહ્મ તણું શું જ્ઞાન ?....ટેક.
રચીપચી રહેલાં જગમાં તેને બ્રહ્મ તણું શું ભાન ?
વડાઈ મોટી હાંકે કિંતુ હોય નહિ કંઈ સાન.
માયાના મંદિરિયે બેસી પ્રભુ જોવા ઇચ્છાય;
મૂઢ બિચારાં જોઈ શકે શું ? શુદ્ધ નહિ દેખાય.
માયા જ્યાં દોરી લઈ જાયે ત્યાં એ તો ઘસડાય;
મૃગલા બનીને મૃગજળ પાછળ ભાન ભૂલીને ધાય.
બગલા તો કદિ હંસ બને ના; દૃષ્ટિ છે મચ્છમાંય;
ક્ષીર નીરને છુટાં પાડી ક્ષીર પીએ હંસરાય.
×પાણી માંહે *લવણ +ભળ્યું તે હાથ ચડે નવ ક્યાંય;
૪તાપ લગાડી વરાળ કાઢે તે પામે પળમાંય.
માયાના સામ્રાજ્યમહિ ના લાધે કો સ્થળ બ્રહ્મ;
પંડિત ગોથાં ખાઈ ગયાં પણ ટળ્યો ન તેનો ભ્રમ.
બ્રહ્મ પામવા ઇચ્છા હોય તો નીસરો માયા બહાર;
અનુભવી કોઈ સંત કને જઈ સમજો સઘળો સાર.



ચંદ્ર શીતળતાથી છેદે છે માત્ર આ જગની આધિ;
કિંતુ 'ચંદ્ર' તો છેદે છે આધિ, વ્યાધિ ને ઉપાધિ.
૨૬-૧ ૧૯



× વિશ્વ. * પરમાત્મા બ્રહ્મ. +ઓતપ્રોત થઈ ગયું.
૪ વૈરાગ્ય જ્ઞાન.

# ૧૨ માયાથી મુક્તિ દે !

( ૫૬ )

માયાથી છોડાવ મને પ્રભુ ! માયાથી છોડાવ ;
પળપળ રૂધિર અકળાય મને પ્રભુ ! માયાથી છોડાવ.

વિધવિધ રૂપે માયા મ્હારો કેડો પકડે હાય !
છુટ્ટું; છુટયો આ; પણ મુજથી તો કેમે નહિ છુટાય.

લક્ષ્મી રૂપે આવીને એ મન લલચાવી જાય ;
માન મર્તબા યશ કીર્તિમાં ઘડીઘડી મન ઘસડાય.

ઘડીમાં વિદ્યા ને જોબનની મગરૂરીમાં ધાય;
ઘડીમાં નિઃશ્વાસોથી હૈયું ખાખ બળીને થાય.

કામાદિ ષડ્ વિકારોથી વળી એ ઉશ્કેરાય;
ઈર્ષ્યા, અસૂયા ને અભિમાને એ તો રગદોળાય ;

ઘડીએ સુખમાં મ્હાલે, ઘડીએ દુઃખ નીચે કચડાય;
આશાવિમાને ઉડે ને નિરાશે પટકાય.

સ્ત્રી પુત્રો ને કુટુંબ કબીલામાં આસક્તિ થાય:
વિલાસ વૈભવ મોજમઝામાં અતિશય તે હરખાય.

મન ને દ્વન્દ્વોનો ભોગી એ એમ બનાવી જાય;
જાણ્યેઅજાણ્યે એના પાશા માંહે મન સપડાય.

કરને મુક્ત પ્રભો એમાંથી, હે ત્હારી રક્ષાય;
તુજ આશ્રય વિણ અગાધ માયા કયી પેરેજ તરાય ?



## ૧૩ સત્યની વીણા

( મારી ક્યારીમાં મ્હેકમ્હેક મ્હેકે—એ લય )

મારા અંતરમાં વીણા કોઈ વાગી,
હું જાગી આહા ! રસની ભરી ! ભાવના ભરી.
સર્વ વૃત્તિઓ તેમાં અનુરાગી, હું જાગી. આહા.

અહા વીણા કેરું ઉંચ ગાન સુણી ન્યારું.
શાન્ત છતાં મસ્ત બન્યું ચપલ ચિત્ત મારું,
સંકલ્પ માત્ર શોધ ત્યાગી. હું જાગી, આહા.

મનબુદ્ધિ આદિ પણ તેમાં મિલાતાં.
સ્વરની લલિત લ્હે લાગી. હું જાગી. આહા.

દિવ્ય પ્રેરણાના રાગ, દૈવી રસ રેલાવતા.
અલૌકિક જ્ઞાન તણા અંકુરો સ્ફુરાવતા,
વૃત્તિને કરતી વિરાગી, હું જાગી, આહા.

સત્યનું રહસ્ય ને માધુર્ય કંઈ જણાયું.
સુણી વીણા ગાન જીવભાન આ ભુલાયું,
જીવન બન્યું આ સુભાગી, હું જાગી, આહા.



( અંજની )

કે'વાવાળા છોને કે'તા, સુણવાવાળા છોને સુણતા;
કાર્ય હમારે કરવું નથી તો; તું શાને બડબડતો ?



# ૧૪ એકાત્મા

( સવૈયા )

એક મનુષ્ય શ્વેત રંગનો, બીજાનો છે કાળો રંગ
બન્નેમાં આત્મા તો એકજ, મિથ્યા રંગોનો છે સંગ.
એક કહાવે હિન્દુભાઈ, અન્ય પારસી, મુસલમાન;
આત્મતત્ત્વ સર્વેમાં એકજ, ન્યાતજાત મિથ્યા ગુમાન.
એક કહાવે પૂર્વ દેશનો, પશ્ચિમનો કો બીજો જણ;
સર્વ દેશના વતનીઓમાં વ્યાપી રહ્યું એકજ ચેતન.
હિન્દુ, ખ્રિસ્તી, જરથોસ્તી ધર્મો, ભિન્નભિન્ન સૌ માને છે;
પણ તે સર્વે એક પ્રભુને આખર તો પિછાણે છે.
રૂપરંગને દેશ કાલનો ભેદ માનવીઓ માને;
એકજ આત્મા વિલસી રહ્યો છે સર્વ સ્થિતિમાં સૌ સ્થાને.
નામ રૂપનો ભેદજ જ્યાં ત્યાં, પણ મિથ્યા એ આખર છે:
એની પાર તો એકજ તત્ત્વ પરબ્રહ્મ સચરાચર છે.



કમળ વસે છે જેમ પાણીમાં,
માખણ તરતું રહે છે જળમાં;
તે રીતે રહે તું દુનિયામાં,
માયા-મમતા-સંગ-વિરતિમાં.

૩-૧-૧૯



## ૧૫ જીવન અને મૃત્યુ

જીવન કે મૃત્યુ ? મૃત્યુ કે જીવન ?
એ બે પ્રશ્નોએ યુગો પર્યન્ત
દોર્યાં છે સૌનાં વિચારો ને ચેતન;
નક્કી દીસ્યાં પ્રતિપક્ષી એ બેઉ જન.
સુગુપ્ત પોથાં તો ખુલ્યાં હવે છે,
સત્યો તર્કાતીત તે દર્શાવે છે.
ફક્ત જીવન છે, અથવા મૃત્યુ તો
જીવનના છૂપા વેષે રહ્યું જો—
આપણે જીવનથી તાજ્જુબ થઈએ
ત્યાં સુધી જીવન તો ટૂંકું મૃત્યુ છે.

૯-૧૧-૨૧



## ૧૬ હું તું માં મશગુલ

(પદ)

હું તું માં મશગુલ પ્રભો હો ! હું તું માં મશગુલ;
હું તું માં મશગુલ બનું ત્યાં દુનિયા થાયે ફૂલ.
તારી ભક્તિમાં પ્રભુજી ! હું રાત-દિવસ ગુલતાન—
બની રહું, દે એવું હૈયું તું મુજ ને મસ્તાન.
મૃત્યુવશ પ્રાણી સર્વ છે, તું તો સત કહેવાય;
શાને તુજને ભજું નહિ હું ? થાનારૂં તે થાય.
ચિત સ્વરૂપ વળી પ્રભુજી તું છે, તુંથી સૌ ચૈતન્ય;
તારી ભક્તિ હૈયે ધરતાં, થાયે તુજ રૂપ મન.
મૂર્તિમંત આનંદ પ્રભો ! તું વર્તાવે આનંદ;
તારામાં જે મસ્ત બન્યા તે મેળવતા સુખ-કંદ.



## દર્દની મીઠાશ

દર્દીના દર્દમાંથી તો, ફુવારા, પ્રભુના સ્ફુરે;
પરંતુ એ ફુવારાની, ઝાંખી કોણ અહિં કરે?
દર્દમાં કૈં મિઠાશો તે, સ્વર્ગ—અમૃતમાં નહિં;
મસ્તી એ દર્દ માંહે તે, જડે ના ભુવને કહિં.

દર્દ છે પ્રભુનું દ્વાર, કુંચી જો કર સાંપડે,
સદા ત્યાં મસ્ત આનંદે. ઉપાધિ નહિ કો નડે:
દર્દથી ઝિંદગીમાં તો, ખુદાનું નુર સાંપડે;
ખુદામાં મસ્ત જો હૈયું. દર્દથી નર તો ચઢે:

દર્દની વેઠને નાંખી, પ્રભુએ દમવા નહિં:
પરંતુ ગૂઢ તત્વો કૈં, છપાઈને રહ્યાં તહિં.
દર્દના ગર્ભમાંહિ તો. પ્રભુનું ધામ છે કહિં;
બંદગીને ધરી હૈયે, આનંદે વિહરો તહિં;
દર્દથી જો મળે ના તો, પ્રભુ ક્યાંથી મળે બીજે?
દર્દના ગુહ્ય ગાનોમાં, પ્રભુ—બંદા સદા રીઝે.



આપ સમાન નથી બળ બીજું, મેઘ સમાન નથી જળ બીજું.
આપ કરો તે થાશે સઘળું, બાકી બીજું જાશે અળગું:
ઝાંઝવાની ધરતો મૃગ આશ; વંધ્યા ધરતી પુત્રની આશ;
પરની જાણો ખોટી આશ; આપ સમાન બીજી નહિ આશ.



# ૧૯ મૃત્યુની મૈત્રી

( હરિગીત )

જેને જનો મૃત્યુ કહે તે તો અમારો યાર છે,
જન્મો વીત્યા એ યારીમાં–દિનદિન વધ્યો અમ પ્યાર છે.
બહુ હેતથી એણે કર્યા અમ પર ઘણા ઉપકાર ને—
હિતકાર્ય સૌ કરવા અમારાં એ સદા તૈયાર છે....૧
મસ્તક અમે એ મિત્રને ઉલ્લાસથી અર્પી દીધું,
ના ત્યારથી નિમકહલાલી વિણ બીજું કંઈ દીઠું;
કંટકભર્યા અમ માર્ગમાં આ વિઘ્નને જ હઠાવતો,
પ્રભુ પાસ અમને લઈ જવા તકલીફ બહુ ઉઠાવતો....૨
આ બાજુએ તો સૌ અમે: તે બાજુએ છે જગપતિ,
વચ્ચે ઉભી દીવાલ આડી: રોકતી તે અમ ગતિ;
ઝટ દ્વાર ખોલી યાર પ્રભુ–નઝદીક અમને લઈ જતો.
ભેટો પ્રભુ સાથે કરાવી એ સદા ઉલ્લાસતો....૩
ખુલ્લો મુકયો અમ કાજ એણે તો પ્રભુ–દરબારને,
નાચી કુદી બસ! મ્હાલીએ ગુલતાન થઇ પ્રભુની કને;
છે શુદ્ધ સાચો સ્નેહી એ ને દોસ્ત જીગરજાન છે,
પ્રભુદ્વાર ખોલે તે અમારા પ્રાણનો પણ પ્રાણ છે....૪
એ દ્વાર ખોલે તો પ્રભુ—દરબારમાં પહોંચાય છે,
નહિ તો સદા ભટકયા વિના એકે ન હાથ ઉપાય છે;
એ સાધ્ય થાતાં તો પ્રભુ પણ સાધ્ય છે પળવારમાં
એના વિના પહોંચાય કઈ રીતે પ્રભુ–દરબારમાં....૫



# ૨૭ અંતરનો ઝઘડો

(હરિગીત)

જેનું વિષયમાં મન ફર્યું, નહિ રહેન તેને તે વિના,
જ્યાં જાય ત્યાં શોધે ભમી સ્થાનો જ વિષયાસક્તિનાં;
નહિ રહેન સટ્ટાખોરને સટ્ટા વિના ઘડીભર પડે,
જો તક ન લાધે તોય તે તક સાધવાને આથડે.—૧
ખાતો ખતા, પડતો નીચે, ધન–માલ સર્વ ગુમાવતો,
તન રોગથી પટકાય ને સૌ શક્તિહીન બની જતો;
પસ્તાઈ મનમાં આખરે એ લત બુરી ત્યજવા મથે,
યત્નો નિરર્થક બહુ કરે પણ નીતિ પથ પર નહિ ચઢે.—૨
સંયમ તરફ મન વાળવા નિશ્ચય કરી કષ્ટો સહે,
પણ લાગ મળતાં મન છુટે, નહિ હાથમાં દોરી રહે;
પસ્તાય બહુ, અકળાય બહુ, તોબા પુકારે ક્ષણુક્ષણે,
"ફરી ના ફરું" નિશ્ચય કરે; મંડયો રહે તે તનમને.—૩
કંઇ કાળ વીતે એમ તે યત્નોમહીં આગળ વધે,
પણ કોક વેળા યોગ મળતાં મન ફરી લપસી પડે;
પસ્તાય, દૃઢ નિશ્ચય કરે, તોયે કદી ભૂલી ભમે,
પરિતાપથી ઉકળી ઉઠે, ને યાતના બહુ બહુ ખમે.—૪
આ પેર ઝઘડો ચાલતો, વર્ષો સુધી લંબાય તે,
જીત–હારથી આશા–નિરાશા મધ્ય હિંડોળાય તે;
શો અંત એનો આવશે? કાંઇ ખબર પડતી નથી,
ઝૂરે બહુ, ઝઘડે બહુ, પણ શાંતિ સાંપડતી નથી—૫



## ૨૧ પ્રભુ ભક્તિ

( અનુષ્ટુપ )

સંકટોથી પીડાતાં સૌ દર્દીની મદદે જજે;
દીલાસો દે સદા તેને સભાગી દુઃખનો થજે.
શાંતિના મંત્ર રેલીને અમીથી જીવનો ભરી;
સભાગી સુખના કરજે; પ્રભુની ભક્તિ એ ખરી.
દુઃખથી બળતાં હૈયાં, તાપથી તપતાં તનો;
રીબાતાં ને રીબાતાં એ ગાળે ક્યાં સુખી જીવનો;
શુદ્ધ હૈયાં અને શુદ્ધ આયુષ્ય ગાળતાં જનો.
તણાતાં દુઃખમાં કિંતુ—દેખી એ દાઝજે ઘણો.
સદા સેવામહિં તેની તલ્લીન મનથી રહે;
પ્રભુની ભક્તિ એ સાચી નિશ્ચે તું મનથી લહે.



## ૨૨ ભક્તિની શક્તિ

( ઇન્દ્રવજ્રા )

થશેજ અંતે કુળ–ગર્વ નષ્ટ,
સૌંદર્ય–શોભા, પ્રભુતા સમસ્ત;
જાહોજલાલી સહુ ઝાંખી થાશે,
કીર્તિ તણા કોટ પડી જ જાશે....૧
પૂર્વે થયા કૈં વિજયી વિજેતા,
જેને બધા લોક અજેય કે'તા;

બ્રહ્માંડમાં હાક વગાડતા જે.
મૃત્યુ-મુખે લીન થયા બધા તે....૨
શરીર આ તો મળથી ભર્યું છે,
અંતે વિનાશી નક્કી એ ઠર્યું છે;
એનો અહંકાર કરો જ શાને?
ભજો સુભાવે પ્રભુ સર્વ ટાણે....૩
'મ્હારૂં' કહીને મમતા ધરાવો.
કોડે બહુ લાડ વળી લડાવો;
માનેલું એને કરતાજ ખંત.
છે છેહ દેનાર પરંતુ અંતે....૪
વિશ્વાસઘાતી પર શો ભરોસો?
વિશ્વાસ રાખ્યે જન સર્વ રોશો;
ચેતી તમે સાધન સૌ સજી લ્યો.
તલ્લીન થૈને પ્રભુને ભજી લ્યો....૫



## ૨૭ પ્રભુની અપાર ગહનતા

( ૫૬ )

ગહનતા તારી અપરંપાર,
તહારી અપરંપાર ગહનતા તારી અપરંપાર....ટેક.
ફોકટ ફાંફાં મારે પ્રાણી ક્યાંથી પામે પાર?
યત્નો કરી કરીને થાક્યાં સૌ, અંતે પામ્યા હાર.

અવકસ્વરાઓને ફુલાતાં લાગે નહિ કંઈ વાર;
પંડિત જનની ગતિ થંભે ને પગ ઉપડે ન લગાર.

ગૂઢ ગહનતાની કંઈ ઝાંખી કો વીરલા કરનાર,—
કવિવર, મુનિવર, સુરવર, દ્રષ્ટા : બીજાના શા ભાર?

અગણિત એવા પૃથ્વી–તળ પર થયા, થશેજ અપાર;
કોઈએ પાર નથી કાઢયો ને કાઢે નહિ કોઈ વાર.

સચરાચર પ્રભુજી? તું તો છે, સૌનો સરજનહાર.
પ્રાણી બિચારાં પરિમિત સર્વે; પામે કઈ રીત પાર?



## ૨૪ ભરોસો અવિનાશીનો મોટો

ભરોસો અવિનાશીનો મોટો
જગતનો અંતે નિશ્ચે ખોટો....ટેક.

અવિનાશી પર શ્રદ્ધા રાખી તરી ગયા તે પાર;
જગત ભરોસે ધાયા તે સૌ થઈ ગયા ખુવાર.

કામ દામ ને ધામે ધાયા, જીત્યા કંઈ કંઈ દેશ;
મુછ પર લીંબુ ઠર્યાં તેના, પણ રગદોળાયા કેશ.

વિશ્વ–વિજેતા ચક્રવર્તીઓએ ગજવ્યા દિગન્ત;
ઉપાય કરતાં રહી શકયા ના, આવ્યો જ્યારે અન્ત;

સિકંદર નેપોલ્યન સીઝર વહી ગયા સૌ વાટ;
ધમધમ પગલે ધરા ધ્રુજાવી, પણ ગયાજ ખાલી હાથ.

ત્રિલોક–વિજેતા હિરણ્યકશ્યપ પામ્યો અંતે નાશ;
ઇન્દ્રજીત રાવણ સરખાં પણ બન્યા કાળના ગ્રાસ.

ધરા ગઈ ના કો સંગાથે, રહી એમની એમ;
ફોકટ ફાંફાં મારી મુવા પણ લાધ્યા નહિ કંઇ ક્ષેમ.
જગત-ભરોસો ખોટો નિવડયો, થશે નહિ કદિ સાચ;
હરિ–શ્રદ્ધાએ ભક્તજનોને આવી ન ઉની આંચ.



## ૨૫ માતૃ સ્તવન

(અંજની ગીત)

(૧)

એક અને અદ્વિતીય માતા,
અંત ન આવે કદિ ગુણ ગાતાં,
ઉપકારો અગણિત ઉભરાતા.
માતા જગમાં એક.

(૨)

પોષ્યો કુખમાં જતન કરીને,
દુઃખો અગણિત સહન કરીને,
સદાય એક જ ચિંતન ધરીને.
માતા જગમાં એક.

(૩)

વ્હાલ ધરી સ્તનપાન કરાવ્યું,
હૃદય હેત બહુ બહુ ઉભરાવ્યું,
સ્વર્ગામૃત ઝરણું વહરાવ્યું.
માતા જગમાં એક.

(૪)

પ્રેમ થકી પાળીને પોષ્યો,
સદાય મુજને તો સંતોષ્યો,
એ માટે નિજ જીવ પણ શોષ્યો,
માતા જગમાં એક.

(૫)

હાલરડાં મીઠલડાં ગાતી,
મધુ મધુરા ભાવો ત્યાં પાતી,
ને કંઈ કંઈ આદર્શો ન્હાતી,
માતા જગમાં એક.



## ૨૬ પ્રભુ! તુજ રક્ષણ દે.

( અંજની ગીત )

પ્રભુ! મુજને તેં જન્મ દીધો છે,
ને અગણિત ઉપકાર કીધો છે,
તોય ન મેં તુજ પ્રેમ પીધો છે,
પ્રભુ! તુજ રક્ષણ દે—૧

જંજાળોમાં ફસાઈ જાઉં,
તેમાંથી નહિ છૂટો થાઉં,
ક્ષણ પણ તારા ગુણો ન ગાઉં,
પ્રભુ! તુજ રક્ષણ દે—૨

મન મુજ વાયુ વેગે ભટકે,
દશે દિશામાં ક્યહિં નહિં અટકે,
પણ એને તુજ ધ્યાન જ ખટકે,
પ્રભુ! તુજ રક્ષણ દે—૩
પ્રભુજી, તારૂં શરણ ધરૂં હું,
નિશદિન તારૂં નામ સ્મરૂં હું,
ને તુજ સેવા સદા કરૂં હું,
રક્ષણ એવું દે—૪



## ૨૭ નાથ તણો આધાર

નાથ તણો આધાર, મને તો નાથ તણો આધાર;
એના વિના હાલું એક ન દ્દાર,
એને હું ભાળું સૌ મોઝાર....૧
આદિ, મધ્ય, ને અંતમહિં છે નાથ વિના નવ કંઈ
ઉત્પત્તિ, સ્થિતિ, ને લય—એ સૌ નાથ તણી લીલાય....૨
મોજાં ઉત્પન્ન કરી સમુદ્ર રમી રહે ક્રીડાય;
ઘડીમાં ઉંચે હીંડોળે ને ઘડીમાં નીચે જાય....૩
કાગ-મૂર્તિ બને ઘડીમાં, ઘડીમાં રમ્ય સ્વરૂપ;
નાથ મ્હારો રમી રહે તેમ વિધવિધ ધારી રૂપ....૪
અકળિત લીલા નાથ તણી છે, એના મર્મો ગૂઢ;
એ મર્મો નિરખવાને કંઈ! નથી બુદ્ધિ ને સૂધ....૫
નાથ-ભક્તિમાં લીન થઈ ને રમું એહની સાથ;
સમાઈ જાઉં એમાં હું તો; હું નહિ. સંધળે નાથ....૬
[તા. ૮-૧૧-૨૧]

## ૨૮ પ્રભો તુજ નૂર દે

પ્યારા પ્રભુ ! તુજ નૂર દે, તુજ નૂર દે, તુજ નૂર દે;
તુજમાં હૃદય મુજ મસ્ત રહે, એવું મને તું શૂર દે.
આ ઝિંદગી ચન્દ રોઝ છે ને ખલ્ક અંતે છે ફના;
છે મૃત્યુ-વશ આલમ બધી—મિસ્કિન હો કે જહાંપનાહ.
રાચું નહિ જાહોજલાલી, લક્ષ્મીમાં કે તખ્તમાં;
તુજ ગાનનું બસ તાન દે, તુજ સૂર જીગર—રક્તમાં.
ભુંડી સલામી હે, ન દે, તેની મને પરવા નથી;
બસ ! રાત દિન તુજ ઇશ્કમાં આરામગાહ યાચું મથી.
સૌ રિદ્ધિસિદ્ધિ ખલ્કની, લક્ષ્મી અને વિદ્યા બધી;
યાચું ન હું તો તુજ કને, મસ્તી હૈયે જો ચડી.
પ્યારા ! ખુદા ! એ મસ્તીમાં તેં શી શિરિનતા છે ભરી?
પીતાં ધરાઉં હું નહિ; એને સદા યાચું ફરી.
પ્યારા ! ખુદા ! તું યાર મારો, ઇશ્ક યાચું કોડમાં;
મેં ઇશ્કબાજી માંડી છે તો આમ તું તરછોડ મા,
અય યાર ! તું નારાજ કયાં? તુજ વિણ સૌને શું કરૂં?
તું નાસશે, પાછળ પડું, ઝુરી મરૂં, હું નહિ ડરૂં.



જીર્ણ વસ્ત્ર ત્યજીને બીજાં નવિન વસ્ત્ર ગૃહે નર જેમ;
જીર્ણ શરીર ત્યજીને બીજાં નવિન વસ્ત્ર ગૃહે છે દેહી તેમ.

૧૫-૫-૧૬

## ૨૯ કુરબાન થા

( હરિગીત )

કુરબાન થા, કુરબાન થા, કુરબાન થા, અય માનવી :
જો જિંદગીની લહેજતો, ખુદાઈ, દિલે માણવી.
આ જીવનવેદી યજ્ઞ માટે અર્પી છે પ્રભુએ તને :
કુરબાન થા, કુરબાન થા, તે ઉપર વહાલા ! શુચિ મને.
રે ! યજ્ઞ વિન આ જિંદગીની મધુરતા નહિ સાંપડે :
તેના વિના તુજ જીગરને ખુદાઈ નૂર ક્યાંથી જડે ?
કુદરત મહિં જ્યાં જ્યાં જુઓ, ત્યાં ત્યાં સહુ કુરબાન છે :
આ સૃષ્ટિના વિકાસમાં તત્ત્વો બધાં કુરબાન છે.
અર્પે દિલે, કુરબાન થાતો, માનવી આગળ વધે :
ખુદાઈ મસ્તીમાં રહી, ખુદાઈ તખ્તે તે ચડે.
કુરબાન થઈ નિજ જીગર–ખૂન રેડી ખૂબી સૌને કરે
આલમ તણા મેદાનમાં બંદા ખુદાના તે ઠરે.



અમોને સત્ય લાગ્યું તે હૃદયથી કાર્ય કીધું છે :
ભલે કો સારૂં કે માઠું: ન પરવા કંઈ અમોને છે.

૨૬–૫–૧૯



નીરખે છે કુદરત બધાં, કવિ-મન ખૂબી જોય:
બાહ્ય સ્થિતિ જનતા જુએ, કવિ ત્યાં મસ્તજ હોય.



# ૩૦ પ્રભુ ભક્તિ છે ન્યારી

( ૫૬ )

પ્રભુ–ભક્તિ છે ન્યારી જગમાં પ્રભુ–ભક્તિ છે ન્યારી :
એ વિન સઘળી વસ્તુઓ છે ખારી.
પ્રભુ–ભક્તિમાં મસ્ત રહું તો દુનિયા શું કરનારી ?
દુનિયા સાથે, ત્રિવિધ તાપ પણ એથી જાયે હારી.
પ્રભુ–ભક્તિ ઝીલવાને હું તો સદા કરૂં તૈયારી;
હૃદય કટોરો શુદ્ધ બનાવી હરદમ રાખું ધારી.
પ્રભુ–ભક્તિનું એક બિંદુ પણ અનન્ય આનંદકારી ;
ધારા એની ચાલી રહે તો શું વર્ણવું બલિહારી ?
પીવો તો ભક્તિ–રસ પીવો ચાતક રૂપને ધારી ;
ફરી ફરીને એ રસ પીવો એ છે બહુ ગુણકારી.
એ રસ પીવા જીવન ધર્યું આ : પીઉં થઇ બ્રહ્મચારી :
વ્યર્થ ગુમાવું એને શાને પ્રભુની ભક્તિ વિચારી ?
૨૪–૨–૧૯ ]



શાને મોહ ધરે સંસારે ? તું કહે;
તેં શું દીઠું એમાં ? મુજને તે કહે;
અમૃત રસ એવો સંસારે શું પીધો;
(કે) મન તલ્લિન સદા તું તેમાં રાખતો ?



# ૩૧ કર્મ—મંત્ર

( લાવણી )

અદ્દભૂત જગતમાં કર્મતણી ગતિ જાણો;
નહિં કર્મ સમો કો મંત્ર દુજો પરમાણો...........ટેક.

બ્રહ્માંડ બધું આ કર્મ તણું વશ જાણો;
પશુ, દાનવ, માનવ, દેવ, બધાં વશ જાણો........અદ્દભૂત.

કાયાને કર્મ તણો જ અનાદિ સંગ;
એના વિન જગમાં રંગ તણો સહુ ભંગ.......અદ્દભૂત.

એ કર્મ થકી તો માનવ પ્રભુ પદ પામે;
એ કર્મ વિના માનવ પશુ પદને પામે.......અદ્દભૂત.

નિજ માત પિતાને કર્મ પ્રતાપે સરજે:
નિજ ભાવિ કર્મ પ્રતાપે સહુ કો સરજે........અદ્દભૂત.

આ ભારત ડંકો કર્મ પ્રતાપે વાગ્યો;
દિગન્તમહિં તે નાદ બધે ફેલાયો........અદ્દભૂત.



'હું બ્રહ્મ છું' 'હું આત્મ છું' કથવા થકી એ ના બને:
હૃદયા તણી શુધ્ધ લાગણીથી બ્રહ્મરૂપ સહુકો બને.
કહિ રક્તચંચુ ચાર વેદો સર્વદા ઉચ્ચારતો;
પણ હૃદય વિન એ ભાર છે; મુક્તિ ન એથી પામતો.

૨૯—૧૧—૧૮.



## ૩૨ પૈસો

આ જગતમાં સૌની કિંમત ભાઈ! પૈસાથી અંકાય;
જેની કને અગણિત પૈસો તે સૌ રીતે પંકાય.
ચારિત્ર. સદ્‌ગુણ; વિદ્યાને જોવા નહિ પરવાર;
પૈસા આગળ લોકો એની કરતાં નહિ દરકાર.
હોય ભણેલો; પંડિત, ડાહ્યો, પણ નવ પાઈ કમાય;
પૈસા વિન એની જગમાં ના કિંમત ખરી અંકાય.
થોડું ભણેલો મોટો અમલદાર જગ મધ્યે વખણાય;
જ્યાં જાયે ત્યાં સૌ કો નમતાં, દુવા સઘળા ગાય.
"ભણી ભણીને શું કરશો ભાઈ! પૈસા જો ન મળે;
થોડું ભણ્યાથી પૈસો મળતાં સઘળાં કાર્ય ફળે."
વિદ્યાને તરછોડી સૌ જન પૈસાને વળગે;
દીર્ઘ દૃષ્ટિ એ કરતાં નહિ ને સ્વાર્થ ગળે વળગે.



## ૩૩ સુસંગત

(દોહરા)

સંગત કરવી સંતની બીજો સંગ હરામ;
આ ભવ તેથી સુધરે રિઝે છે શ્રી રામ.

દુર્જનની સંગત થકી; સઘળું બગડી જાય;
બગડે આ ભવ ને વળી, પરભવ બગડી જાય.

બુદ્ધિ માણસને દીધી કરવાને ઉપયોગ;
કરતો ના ઉપયોગ જે લાગ્યા તેના ભોગ.

પરબુદ્ધિએ ચાલતો નિજ બુદ્ધિ નવ જોઈ;
આવા જન રખડી મરે બેલી થતું નવ કોઈ.



## ૩૪ ચાબખા—

(ઉપદેશ)

પડવાઓના માથે મૂકે ખોટાં વિધવિધ આળ;
જોઈ લાગ ફજેતી કરવા રાખે બહુ સંભાળ;
અરે! એ બાળકનું મુખ બાળ.

મિત્ર બનીને કારજ કરતો વૈરીના સૌ એહ;
દઈ ભરોસો ભોંકે કટારી કાતિલ હૃદયે એહ;
ખુનીથી છે નાપાક જ એહ.

બગાડતો ઈર્ષા થકી જન નિજ--પરનું કાજ;
સાટામાં બળી બળી કરે તન—મનની રાખ.

જન્મ ધરીને જન્મનો હેતુ ન સમજ્યો જેહ;
જનની કુખ લજવી થયો ભાર ભૂમિનો તેહ.

સમજ્યા વિના ઝડપી લહે બીડું હસ્તે જેહ;
વિવાહનું તો બારમું નકી કરતો જન તેહ.

સુધારવા પરને મથે નિશદિન મુરખરાજ;
પોતાને સુધારશે સરશે સઘળાં કાજ.

સ્વારથ કે પરમારથ જોયે ના કદિ ભુંડા જન;
પરને દુઃખ દેવામાં નિશદિન હર્ષિત થાતું મન.

પોતે કાર્ય કરે તે રુડું; બીજાઓનું કાર્યજ ભૂંડું;
એવું માન ગૃહી ફરનારા; અંત પસ્તાઈ રહેનારા.



# ૩૫ આશા

(દોહરા)

જોવા રૂપ રંગ શું ભમે? તે સૌ છે અહિયાય;
બદલાયે આશા તણા રૂપ રંગો પળમાંય.
આશા! તારી અવનિમાં બલિહારી જ જણાય;
રંકથી માંડી રાય સૌ નમતાં તારે પાય.
આશા તારૂં રૂપ ના કો'થી કળી શકાય;
ઘડી ઘડી એ રૂપ બદલતી: તુજ ઉપમા ન કળાય.
નિરાશા છે શોકય તુજ: દુઃખ દે અપરંપાર;
પણ તેને ટકવા ન દે કદિ તું તો ક્ષણવાર.
આશાએ જીવે જનો; આશા જીવન જાણ;
આશા તું નહિ હોત તો; જીવન કાળ સમાન.
નિરાશા—અંધકારમાં પડી જન ઠોકર ખાય;
આશા—કિરણ ત્યાં આવીને કરતું તેને સહાય.
શૂળીએ ચઢનારને પણ આપો એકજ ક્ષણ;
આશા આવી બેસતી મનમાં ત્યાં તત્ક્ષણ.
આશા મરતી ના કદિ આશા અમર તું જાણ.
નષ્ટ થઈ દીસે કદી: તત્ક્ષણ જાયે પ્રાણ.



તવંગરી મહિં દૂર, ગરીબીમાં કને ખુદા;
દુઃખે રામ સુખે સોની, બે દશામાં ખુદા જુદા.

૨૦-૫-૨૧.]



## ૩૬ પાખંડ

"રામ મનુષ્ય, અમે મનુષ્ય, ફેર કહો શું હોય?
બે પગ તેને, બે પગ અમને, સરખાં છે સહુ કોય."
પાખંડીઓ વદતાં એવું; સ્થૂળને જોઈ મ્હોય;
જોવા સૂક્ષ્મ નથી પરવાર; શુધ બુધ સર્વે ખોય.
લંપટતા હરદમ આચરતાં; ચિત્ત શુદ્ધિ નવ હોય:
નથી એકનિષ્ઠા: તદપિ છે સરખાં; રામ અને સહુ કોય.
રામ તણું ઉત્તમ ચારિત્ર પાખંડ જોતાં હોય;
દૂષણ હરકોઇ બહાને લગાડી ઉત્તમતા નિજ જોય.
સ્થૂળ શરીર છે સૌનાં સરખાં એમાં ફેર ન હોય:
સત્વ મહિં છે ફેર જ સઘળા: પાખંડી નવ જોય.
પાખંડ દૃષ્ટિ અંત ન ધરતાં: શુદ્ધપણે એ જોય:
સાર અસાર વિવેક કરીને ગુણી જનમાં એ સોહાય.



## મેઘ ધનુષ્ય

(ઉપજાતિ)

તરે નદી ઉપર હોડકાંઓ, અને સમુદ્રે તરતાં વહાણો:
પરંતુ અભ્રો નભમાં તરે છે, એથી રૂપાળાં અદકાં ખરે કે
સુરમ્ય પૂલો નદ ઉપરે છે. તેથી રૂપાળું અદકું ખરે છે;
ધનુષ્ય ઝાડો પર ઝૂલતું તે. આકાશ-પૃથ્વી-પથ બાંધતું જે.

૧૭ ૪ ૨૦. ]



## ૩૭ ગુરૂ

આત્મા ગુરૂ છે સૌનો પુરૂષોનો વિશેષમાં જો;
શંકા લેશ ના જો....ટેક.

અનુભવને અનુમાન થકી તો,
જાણે છે પોતાને સહુ કો,
તેથી શ્રેય થતું સૌ જનનું સ્હેજમાં જો....આત્મા.

ફુંક મારીને મંત્ર દિયે જે,
ગુરૂ નહિ પણ ઢોંગી જાણો તે,
ગુણને ધારો હૈયે ગુરૂ હંમેશના જો....આત્મા.

મુરખ, સેવક, કે ગૃહવાસી,
એ તે જ્ઞાન શકે શું ભાષી?
આવાં બચન વદો ના કો આવેશમાં જો....આત્મા.

બાળક કે વિષયાનુરાગી,
શ્રેય કરે શું એ હતભાગી?
ગુણ છે પૂજાસ્થાન ગુણીનું; વેશ ના જો....આત્મા.

કાદવ કીચડ માંહિ પડેલું,
રત્ન ગ્રહે સૌ વહેલું વહેલું;
ગુણના ગ્રાહક બનજો; રંક-નરેશમાં જો....આત્મા.

કાવ્ય ન જાણે ગુરૂ થઇને એ,
શુષ્ક દિસે છે, રસ નથી કંઇ ને,
સાર ગ્રહણ તો ગુણી જનના ઉદ્દેશમાં જો....આત્મા.



# ૩૮ સુધરેલો શયતાન

જુઓ આ સુધરેલો શયતાન;
જુઓ આ સુધરેલો શયતાન............ટેક.

લાંબો લાંબો ડગલો ઘાલી ફરતો શહેર બજાર;
માથે મોટો ટોપો ઘાલી તિલકાં કરતો ચાર.

લાંબી લાંબી ધોતી પે'રી જોડા ચુંચું કરતા;
ડોકે મોટી માળા ઘાલી જાણે કે ભક્તાણા.

મીઠું મીઠું બોલે મોઢે કરતો રામ પોકાર;
દેવ સ્થળમાં જઇને બનતો લાંબો દંડાકાર.

મોટ મોટાની પંચે બેસે બાંધી કમ્મર ખેસ:
જાણે સતવાદી છે આજે અવતર્યો પરમેશ.

એ તો ભાઇ! જગ છેતરવાની છે ઉત્તમ રીત;
શેતાન અંદર, બહાર ફિરસ્તા, બનીને ફરવું નિત્ય.

જૂઠું સાચું ભેળવીને એ, મનમાં લેતો માન;
મુખમાં રામ, કટારી બગલમાં, એ એનો સિદ્ધાંત.

છુરી ગૃહીને તલપી જોતો કો મુડદાંની વાટ;
રંક બિચારાં સપડાઇ મરતાં આ દંભીને હાથ.

જગમાં આવા દંભી ઘણા છે કરતાં નવની તેર;
ધર્મ તણે બ્હાને એ મૂર્ખા કરતા કાળો કે'ર.

ઉંદર માફક બનતાં ફુંકેલ સર્પ નહિં ડંખેલ;
સુધરેલ યુગમાં સુધરેલ સર્વે છળ પણ છે સુધરેલ.



# ૩૯ સતનો બેલી રામ

સતનો બેલી રામ, સદા છે,
સતનો બેલી રામ;
રામ તણી છે હામ જે જનને
લે કોણ તેનું નામ?...ટેક

પાખંડીનાં જૂથ મળીને
સતને ઢુંઢવા જાય;
જોર જુલમથી, છળબળ કરીને,
મૂર્ખાં મન હરખાય...સતનો.

સત પર વિપત્તિ આવે પણ
આખર વિખરી જાય;
વાદળ દળ ઘેરે છે નભને;
નભને કશું ના થાય...સતનો.

સતનું તેજ કદી નવ છૂપશે;
સતનું તેજ અપાર;
રાહુ ચંદ્ર-સુરજ ગ્રહતા,
પણ આવે બેઉ બહાર...સતનો.

નાનકડું પણ સતનું રોપો
બીજ તમે ધરી મન;
નાનું બીજ પણ વડ છે મોટો,
જોઈ લીધો સૌ જન...સતનો.

સત તરશે ને જૂઠું ડૂબશે;
સત છે સૃષ્ટિ ન્યાય,
રામ નામથી પ્હાણ તર્યા જે
જળમાં ડૂબી જાય....સતને.

કાળ તણી જો કરાળ ભૂજાથી
છૂટવા ઇચ્છાય;
રામ નામની ધૂન લગાવી
હરદમ રહો સુખમાંય....સતને.



## ૪૦ શ્રીમાનને—

'લક્ષ્મી' 'લક્ષ્મી' રટતાં તેં તો જીવન ગુમાવ્યું આખું;
પણ કીધો ના યત્ન ઘડીભર કરવા હૈયું સાધુ.
નિશ-દિન અવિરત શ્રમ ઉઠાવ્યો તેં તો લક્ષ્મી માટ;
આરાધના તુજ નિરખીને થયા પ્રસન્ન લક્ષ્મી માત.
ઉચ્ચ ગણાયો તું દુનિયામાં, તેં પણ મોટમ માણ્યું;
ભોગ-વિલાસો માટે ઘરમાં જે જોઈએ તે આણ્યું.
ગાડીઘોડા બાગબગીચા બંગલામાં તું મહાલ્યો;
નાચરંગ ને ભવાઈ તમાસા જોવામાં ભવ ગાળ્યો.
હીરા મોતી જડિત ઘરેણાં અંગ ધરી હરખાયો;
ઝીણા કસબી વસ્ત્રો પહેરી છેલ બની જગ ધાયો.
સ્ત્રી પુત્રોને કુટુંબ-કબીલામાં આસક્તિ ધારી;
મોટમોટાની મૈત્રી કરવા ખર્ચી દોલત સારી.

ન્યાત-જાતમાં આબરૂ રળવા લ્હાણાં કીધાં મોટાં;
જ્ઞાતિ-વરા એવા કીધા કે મળે ન એના જોટા.
અગણિત એવી વસ્તુઓમાં લહી શ્રેયતા ત્હારી;
માયા-મોહ મહિં લપટાયો, દુનિયા લાગી પ્યારી.
લક્ષ્મીથી પરમારથ રળવા, કે પર-દુઃખો હરવા;
આત્મોન્નતિ દેશોન્નતિ; કરવા, કે પૃથ્વી ઉદ્ધરવા;
ઘડીભર ચિંતન યત્ન કીધા ના, દોલત એળે ગુમાવી;
જીંદગી તારી ગઈ તે સાથે; હજી તું લે વિચારી.



## ૪૧ સુખદુઃખની ઘટમાળ

( ૫૬ )

સુખદુઃખની ઘટમાળ જીવડાં? સુખદુઃખની ઘટમાળ
શાને અકળાઈને દેતો દૈવ-શિરે તું આળ?
ફરતી છાયા સુખદુઃખની છે, શાને તું મુંઝાય?
સુખમાં હર્ષે છલકાયે તો દુઃખમાં તું રીબાય.
કાયા સાથે સરજાઈ છે સુખ દુઃખોની જોડ;
એને કોઈ ટાળી શક્યું ના કરતાં યત્નો ક્રોડ.
હરિશ્ચંદ્ર નીચ ઘર વેચાયો, પાંડવ ભટક્યા વન;
નળરાયે દાસત્વ સ્વીકાર્યું ત્યાગી રાજ્યાસન.
બાબરસિંહે બહુ બહુ વેળા ગુમાવ્યું નિજ રાજ;
બંદીવાન બન્યો નેપોલીઅન, કૈસરનું ગયું તાજ.
ઇંદ્રાસનથી ભ્રષ્ટ થયા છે સ્વર્ગ તણા અધિરાજ;
તો તો જીવડા! તુજ ગ્લાનિને ત્યજી દેને સહસાજ.
સુખદુઃખો તુજ પ્રભુને સોંપી ભક્તિ હૈયે ધાર;
શરણાગત વત્સલ એ કહાવે, કરશે બેડો પાર.



# ૨ નમ્ર વચન ઉચ્ચાર

( ૫૧ )

નમ્ર વચન ઉચ્ચાર, સદા તું નમ્ર વચન ઉચ્ચાર,
ભય કરતાં પ્રેમે જીતવું એ ઉત્તમ છે નિર્ધાર.
આ જગમાં જન્મીને ભાઇ! કરવું ભલું કંઈ કાર;
ક્રુર વચનથી મા વણસાડીશ નમ્ર વચન ઉચ્ચાર.

ન્હાના બાળકડાં સંગે તું નમ્ર વચન ઉચ્ચાર;
પ્રેમ પ્રાપ્ત કરવાને તેનો અડગપણે તું ધાર.
શાંત મધુરા શબ્દ વદીને દે તેને ઉપદેશ;
આવો કાળ હવે નહિ એ તો—જો પ્રભુનો આદેશ.

યુવાનોની સાથે હરદમ નમ્ર વચન ઉચ્ચાર;
કરવા પડશે સહન બીચારાને દુઃખના અંગાર.
યથાશ્રેષ્ઠ આ જીવનને તો કરવું પડે જ પસાર;
આ જીંદગીને વિંટળાએલી ચિંતા જાળ અપાર.

વયોવૃદ્ધ ડોસાની સાથે નમ્ર વચન ઉચ્ચાર;
સંતાપીશ મા બહુ ચિંતાથી જીર્ણ થયેલાં હાર્દ.
જીવન-ભરતી એ સર્વેની બહુધા થઈ જ પસાર;
શેષ આયુને વ્યતીત થવા દે ચિત્ત-શાંતિ મોઝાર.

દરિદ્રી સહ નમ્ર મધુરા શબ્દ સદા ઉચ્ચાર;
કઠોર વાણી કાઢ કદી મા તુજ જીભડાની બ્હાર.
દુઃખ સમુદ્રે ડુબકાં મારે જા તેની તું વ્હાર;
અથવા તેને ક્રુર વચન વિણ સહેવા દે દુઃખભાર.

ન્હાનકડી એ વસ્તુ દીસે પણ નમ્ર વચન ઉચ્ચાર;
ઉંડા હૃદય-કટોરા મધ્યે મૂકી છે કિરતાર.
ભલું કરે કંઇને રેલાવી મૂકે આનંદ-ધાર;
વર્તમાન નહિ તોયે ભાવિ કહેશે એ નિર્ધાર.



## ૪૩ નમું તેને હું સર્વદા

( અનુષ્ટુપ )

નમું હું કોટિધા તેને, હૃદેથી પૂજું સર્વદા;
જેના નામ થકી માત્ર શુદ્ધ સંસ્કાર સ્ફુરતા.

સ્વાર્થનો મંત્ર ત્યાગીને પરાર્થ–મંત્ર જે જપે;
પરાર્થે સ્વાર્થ અર્પાર્થ દેખે તેને સદા નમું.

દુઃખમાં ધૈર્ય ત્યાગે ના સંપત્તિમાં ઉદારતા;
એક ભાવે સદા વર્તે; નમું તેને હું સર્વદા.

ભલે કષ્ટો છુંદી નાંખે, હૈયું રક્તહીણું કરે;
વર્ષાવે પ્રેમની ધારા; સદા એ સિદ્ધને નમું.



## ૪૪ દુનિયા–પૈસાની

દુનિયા પૈસાની પૈસાની,
એને પરવા ન બીજા કશાની.

માત તાત કહે પુત્રજ સારો પૈસા લાવે કમાઈ;
બીજા સર્વે છે પાખંડી કર્મે ચોંટયા કસાઈ.

પતિ લાગે છે સ્ત્રીને પ્યારો આપે જો એ થેલો
પૈસા વિણુ તો ઘણો અકારો ગાંડો ઘેલો મેલો.

ભગિનીને વહાલો છે બંધુ પૈસાનો વહેવારી;
નહિ તો કહે છે ભાઈ મુવા, સૌ પીએરથી પરવારી.

સગાં સહોદર મિત્રો સર્વે પૈસે આવે પાસે;
પૈસાની જો ખોટ ઉઠે તો એ સૌ આઘે નાસે.

ન્યાત જાતને દુનિયા સઘળી પૈસાનેજ વખાણે;
મોટાભાઈ કહી બોલાવે, નહિ તો મૂજી પ્રમાણે.



# ૪૫ ગુણથી કિંમત થાય

નીતિ ઉપદેશ

અદ્ભુત ગુણાલંકૃત વસ્તુનાં ટોળાં નહિ બંધાય;
નહિ સંખ્યાથી, ભારથકી નહિ, ગુણથી કિંમત થાય.

શૃગાલનાં ટોળાં બંધાઈ વિહરતા વનમાંય;
કેશરીને નહિ પરવા તેની તોય મૃગેંદ્ર ગણાય.

અગણિત તારા-મંડળથી આકાશ બધુંજ છવાય;
પણ શશી વિણ નભમાં તિમિરનો નાશ : કદી નહિ થાય.

રત્નખજાના હોય ભર્યા પણ નૂરથી મૂલ અંકાય;
અનંત કોટિ રત્ન મહિ તો કોહિનૂર પંકાય.

ઝાઝા ઝાડ તણા ઝુંડોથી જંગલ નહિ વખણાય;
એક સુગંધી પુષ્પ થકી ત્યાં સૌ જન આકર્ષાય.

તબલાને સારંગી સંગે ગાન ગવૈયો ગાય;
કોયલડીના ટહુકા આગળ તે તો તુચ્છ ગણાય.

ભૂસાથી બહુ પેટ ભરો પણ શાંતિ કદી નહિ થાય;
અમૃતનું એક બિંદુ પડે તો શાંતિ અપૂર્વ પમાય.

ધન દોલત ને માલ ખજાના બુદ્ધિ બહુ વખણાય;
પણ ચારિત્ર વિના કોઈ નહિ માણસ ઉચ્ચ ગણાય.



ભૌતિક તત્ત્વના જેવી. આત્માનીય અધોગતિ:
ગુરુત્વાકર્ષણે થાયે; એમાં તો શક ના રતિ.



## ૪૬ સર્વભક્ષી કાળ

( લાવણી )

ક્યાં ગયા આજ સૌ ચક્રવર્તી તે રાજા !
ક્યાં ગયા વીર દિગવિજયી થઇને ગાજ્યા ?
નહિ જડે નામ નિશાન આજ તો ક્યાં હિ;
થઈ રહ્યાં સ્મરણુ--વશ રાજ્ય વળી સૌ આંહિ.

થવું પડયું કાળ-વશ સઘળાઓને અંતે;
મુકી સર્વ--દામ દમામ પળ્યા સૌ પંથે.
સરજાયો મારગ એ જ સર્વને માટે;
ત્હારે પણુ અન્તે જવું પડે એ વાટે.

તું થયો જગતના મોહ વિષે ગુલતાન;
જોઈ રૂપ રંગને રાગ ગયું તુજ ભાન.
ધન ધરા ધાન્યને હીરા માણેક રત્નો;
એને તુંજ લક્ષ્ય લહી કરતો બહુયત્નો.

પણુ એહ સર્વનો અંત મૃત્યુ છે. જાણ;
નહિ નહિ આવશે એહ સર્વ તુજ કામ.
ઉદાસીન થઇ તું કર્મ આદર્યો જ જાશે;
તો તો પ્રભુ ધાશે વહારે, અમૃત પાસે.



બી રોપી જળ સિંચન કરવું, યત્ન કરી પોષી ઉછેરવું;
વક્ર છોડવું સીધું કરવું, માળીએ એ ધર્મ વિચરવું.

૧૦-૫-૨૧



# ૪૭ ઝાલિમને

(ઉપદેશ)

સત્તા તણા મદથી છકેલા અંધ થઈ ખલ્કે ઘુમે;
કંઈ રંક પ્રાણીઓ ઉપર તે ઝુલ્મગારીમાં ઝુમે.

પરવા ન કરતા કોઈની, મદ—મસ્ત થઈને ડોલતાં:
ખુદ ઇશના પણ ઇશ, હોયે એમ તેઓ બોલતાં.

પણ ખલ્કના ઝાલિમનો, અંત નકી વિનાશ છે:
રે ? ઝુલ્મથી ચઢતાં જનોનો નાશ ઝુલ્મે ખાસ છે.

હિરણ્ય કશ્યપ. કંસ. કૌરવ, રાવણાદિ રાજક્યાં ?
નાદિર, નેપોલ્યન કહાં ? કૈંક ઝાલિમ આજક્યાં !

એ ઝુલ્મથી રંજાડતા આ ખલ્કને બહુબહુ મથ્યા;
પણ ઝુલ્મથી અંત કર્યા, વિક્રાળ કાળ મુખે પડ્યાં.

નહિ ઝુલ્મ છે ક્યાં કાયદો પ્રભુ-સૃષ્ટિ કે કુદરત મહિં;
રે ? ઝુલ્મ બેઝારી નકી, આ ખલ્કમાં ટકશે નહિ.

છે ઝુલ્મ મારગ નરકનો. શયતાનનો. અંધકારનો;
ઇન્શાનનો તો માર્ગ એકજ—સત્યના આધારનો;

ખુદાઈને પ્રગટાવવી ખલ્કે બધે તે આણવી;
ખુદાઈ નૂર નરમાં નહિ તો દાનવી નહિ માનવી.



વિપત્તિમાં મળે સંપત્, સંપતે તે મળે નહિ;
વિપત્તે તત્વનું સત્વ, યથાર્થ વિકસે સહિ.

૨૧-૫-૨૧



## ૪૮ અહંકાર

( નીતિ ઉપદેશ )

અહંકાર થકી પડયો રાવણ સરખો રાય:
કૌરવની ઉખડી ગઈ જડ મૂળ તો કયાંય.
સ્વર્ગ થકી શયતાન તો પડયો નરક મોઝાર:
દષ્ટાંતો એવા ઘણાં ગણતાં નાવે પાર.
માથે મુગટ-મણિ રૂડાં શોભ્યા પારાવાર:
મુંછ પર તો લીંબુ ઠર્યાં પડયાં રાયઅપાર.
રાંક થકી ધ્રુજાવતા ત્રિલોકી ધરી ગર્વ:
તે તો આજ મસાણમાં લાંબા સૂતા સર્વ.
હિરણ્ય કશ્યપ છે કયાં? કયાં છે *તારી કંસ?
ખાખ પલકમાં થઈ ગયાં; ઉડયા તેના +હંસ.
હોયે સદ્‌ગુણો ઘણા, પણ જો ÷રજ અભિમાન;
તે તો નરને નાંખતી ઉંડા કુપ નિદાન.
અનર્થ આ જગમાં ઘણા ન્હાના મ્હોટા હોય;
અનર્થ હું-પદથી થતો તેના સમનવ કોઈ.
પડે છે આ લોકમાં, પરલોકે વળી તેમ;
અભિમાને તો નર ખુવે બેઉ દુનિયા એમ.
ભવ બગડયો, બગડે બીજા ભય એથી નિઃશંક;
લખ ચોર્યાશી રેંટનો આવે કદિ નહિ અંક.
કરી શકે શું માનવી? કર્તા હર્તા રામ;
એની ગહનતા પ્રીછીને મૂકી દે સૌ કામ.



---

*ગુમાની; +પ્રાણ-આત્મા; ÷જરીએ.

# ૪૯ ફોગટ ફાંફાં

શાને થાતો માનવ! તું તો ચિંતામાં ગરકાવ?
અરે હાં! ચિંતામાં ગરકાવ!

ત્હારૂં ધાર્યું કાંઇ થતું ના; ફોગટ ફાંફાં માર....૧

રાત દિવસ ચિંતારણ્યે તું ભટકી મરતો ભાઇ!
પણ ઠરવાનું ઠામ ન જડતું; કોઈ મળે નહિ સહાય....૨

પાંચ મળ્યે પચ્ચીસની આશા ધરી ફરે જગમાંય;
થતો નહિં સંતોષ તને કંઈ, વધુ મળ્યે વધુ ચ્હાય....૩

કંઇ કંઈ આશા, કંઇ કંઈ ભાવો, ધારી તું મલકાય;
પણ તેમાં કંઈ વિઘ્ન અડે તો પસ્તાવે પટકાય....૪

ભગ્ન આશાના કાચા સૂત્રે લટકી હિંડોળાય;
મૃગજળનાં સરવર પર તું તો તૃષા છીપાવા ધાય....૫

આશા, ભાવો, હર્ષ ને ચિંતા, સોંપ પ્રભુને ભાઈ!
નાથ તણો પાલવ પકડીને જા એમાં તું સમાઈ....૬

પ્રભુ સબળો છે, સાચો સ્વામી, નવ તરછોડે ક્યાંય;
આનંદ-ઘન વર્તાવે આનંદ, કીટ-ભ્રમરનો ન્યાય....૭

૭-૧૧-૨૧



શ્રી કાશી, મથુરા, આદિ, તીર્થ કીધાં અડસઠ,
પગ પાકયા, ગાત્ર ગળ્યાં, ન કિંતુ ભાંગી ભવની ભાવઠ:
મોટાઈ મનમાં માનતો, માયામહિ ભમણો મચ્યો,
તીર્થો બિચારા શું કરે? જો રામ ના હ્રુદયે વસ્યો.



# ૫૦ લક્ષ્મી

લક્ષ્મી, લક્ષ્મી ને ભાઈ! લક્ષ્મી;
લાગે પ્યારી સૌને લક્ષ્મી.

લક્ષ્મીનો આશ્રય સહુ જગને, શીતળ છાયા કારી;
રાત દિવસ તેને ગ્રહવાને, યતતાં સૌ સંસારી.

લક્ષ્મીથી દુનિયામાં સહુ જન, કહેવાયે વહેવારી;
એથી રીઝે, એ વિન ખીજે, એની છે બલિહારી.

લક્ષ્મીથી જન કુલિન ગણાયે. લક્ષ્મી વિન ભીખારી;
લક્ષ્મી પાછળ સેવક ભમતાં, નહિ તો નાંખે ધુત્કારી.

લક્ષ્મીથી સૌ કાર્ય સરે છે, શક્તિ એની ન્યારી;
આભ મહિં પાડે એ છીંદુ, અદ્ભુત સંચરનારી.

લક્ષ્મીનો હણુકારો મોટો, ઝબકારો બહુ ભારી;
ઋષિ-મુનિ જેવા લોકોને પણ, મોહવશ કરનારી.

સગાં સંબંધી મિત્રો સર્વે, ભાઈ બ્હેન ને નારી;
લક્ષ્મી વિન તરછોડી નાશે, લક્ષ્મી એ જાયે વારી.

લક્ષ્મી હોય તો વિષ્ણુની છે, જગને બે-દરકારી;
આ ભવ, પરભવ, સર્વ રામાયું, લક્ષ્મીમાંહે પ્યારી:
૧૪-૬-૨૩



# ૫૧ દત્ત-ચોવીસ ગુરૂ

(૧) પૃથ્વી-

ક્ષમા, પરદુઃખભંજનના ખાસ;
ગ્રહ્યા બે ગુણ મેં પૃથ્વી પાસ.
દુઃખ અનેક સહે તદપિ ના રાખે ફળની આશ;
હૃદય ચિરાયે તોય દાખવે ક્ષમા ધરી ઉલ્લાસ.
કોટિ પદારથ એ નિપજાવે અર્પે ભોગ વિલાસ;
સ્વાર્થ હૃદે લવલેશ ધર્યા વિણ કરતી જન દુઃખ નાશ.
દિવ્ય મંત્રના એ ભણકારા ગ્રહ્યા ધરાની પાસ;
જીવન મુક્ત બનીને હું તો ફરતો આજ ઉદાસ.

(૨) જળ-

સદા છે નિર્મળ જળની કાય;
મધુરતાથી અદકું શોહાય.
સ્વભાવથી નિર્મળને મધુરૂં જળ જગતે વખણાય;
માનવ જો એ ગુણ લહે તો જીવ મટી પ્રભુ થાય.
શુધ્ધ અને સુખરૂપ આત્મા તો સૌનું રૂપ જણાય;
છળ બળ દંભ ત્યજી મધુ ભાષણ જનગુણ ઉચિત ગણાય.
આ બે ગુણ ગ્રહવાથી અંતે જન કલ્યાણ જ થાય;
એ બે ગુણ તો જળથી ગ્રહ્યા મેં, જળ મુજ ગુરૂ લેખાય.

(૩) પાવક-

ઉદર પાવકનું પાત્ર ગણાય;
કંઈ ત્યાં અદ્‌ભૂતતા દેખાય.

સર્વ દ્રવ્ય હોમાયે તેને ધરે ઉદરની માંય;
ન્યુનાધિકતા કાંઇ થતી ના સદા રહે સુખ માંય.
તે રીતે મુજ ઉદર બનાવ્યું જેથી ભૂખ જીતાય;
સમય ઉચિત જે અન્ન મળે તે ધરતો ઉદરની માંય.
કાલતણી હું ફિકર કરૂં ના, શું મળશે ખાવાય?
પાવકથી ગુણ એજ ગૃહ્યા છે; એ મુજ ગુરૂ લેખાય.

(૪) વાયુ-

સદા આસક્તિ રહિત રહેનાર;
અને સંતોષ સતત જપનાર.

બહાર ભિતર સૌ સ્થળમાં વસતો, વાયુ વિના નહિં હાર;
સદા રહે ગતિમાં તોયે પણ આસક્તિ ન લગાર.
શરીર ભિતર એ રહે સંતોષે માત્ર કરી આહાર;
હૃદયા માંય કદી નવ કરતો ભોગ તણી દરકાર.
એ ઉપદેશ ગ્રહ્યા વાયુથી, એ ગુરુ કુલ આધાર;
અના શક્તિ અને સંતોષે ઉઘડે મોક્ષનું દ્વાર.

(૫) આકાશ-

પદારથ અગણિતના છે વાસ;
અસંગ ને વ્યાપક તો આકાશ.

તારાગણ, વાદળને વાયુ સદા રહે આકાશ;
સૌથી સંગ રહિત એ રે'તું કીધો મેં અભ્યાસ;
એ રીતે આત્માને જાણું સ્વયંજ્યોત પ્રકાશ;
સર્વ સ્થળે એ રે'છે તદપિ સંગ તણો નહિં પાસ.

સંસારે પણ અલિપ્તતામાં કદિ ના હોય કયાસ;
નષ્ટ થયું અજ્ઞાન હવે ને પ્રગટયો જ્ઞાન ઉજાસ.

(૬) ચંદ્રમા—

ન વધ ઘટ ચંદ્રની સત્ય જણાય;
પૂર્ણ એક રસથી એ વખણાય.

પૂર્ણ રૂપે વર્તુલ આકારે ચંદ્ર રહે નભ માંય;
વધ ઘટ એના રૂપ મહિં ના શાસ્ત્ર અનુભવમાંય.
ચંદ્ર અને ભૂમંડળ નભમાં ભમતા રહે સદાય;
સ્થિતિ બદલાવાથી વધઘટનો ચંદ્ર મહિં દેખાય.
એ રીતે આત્માને જાણું પૂર્ણ રૂપ હું સદાય;
જ્ઞાન રૂપી ગુણ એજ લહ્યો મેં: ચંદ્ર ગુરૂ લેખાય.

(૭) સૂર્ય—

સમય પર સૂર્ય ગ્રહે છે નીર;
સમય પર ત્યાગ કરે એ નીર.

કરથી જળ પૃથ્વી તળ પરથી ગ્રહે કરી તદબીર;
સમય થતાં પાછું અર્પીને શાંતિ કરે એ વીર.
ઇન્દ્રિયાપેક્ષિત વસ્તુઓને ગ્રહણ કરે છે ધીર;
ત્યાગ કરે છે મમતાવિન ને રહે છે ફીલ ફકીર
ગ્રહણ—ત્યાગનો મંત્ર ગ્રહું આ, વાધે એનું હીર;
જન્મ સફળતા થાશે નિશ્ચે, શંકા છે ન લગીર.

(૮) કપોત—

સદા સ્નેહ ત્યાગ રૂપી ગુણને;
ગૃહ્યો મેં કપોતરાજ કને.

કપોત જોડું ગયું'તું વનમાં મુકી બે બાળકને;
પારધીએ ત્યાં જાળ પ્રસારી પકડયાં બાળકને.
જોડું તે વેળા ત્યાં આવી કે'તું રૂદન કરીને;
"સંતતિ પીડ થકી મરતી આ ધિક્ક છે જીવનને!"
જોડું જાળ મહિં પડતું તે વશ થઈ પ્રેમ તણે;
જન્મ–મરણનો હેતુ સ્નેહજ જગમાં સહુ જીવને.

(૯) અજગર—

અજગર રે'તો સ્થળમાં એક;
ધરી હૈયે સંતોષ વિશેક.

પડી રહેતો એક સ્થળમાં અજગર, યત્ન કરે નહિં છેક;
દૈવ યોગથી પ્રાપ્ત થતું તે ભક્ષે રાખી ટેક.
અધિકની ઇચ્છા નવ કરતો; પેખ્યો એજ વિવેક;
શરીર–ચિંતા વિન અનુભવતો એ આનંદ અનેક.
અનાત્મ વસ્તુ કાયા કા'વે; મમતા છોડ હરેક;
એ ઉપદેશ ગૃહ્યો અજગરથી; એ છે મુજ ગુરૂ એક.

(૧૦) સમુદ્ર—

સમુદ્ર અગાધ સદા રહેતો;
સદા મર્યાદ મહિં રહેતો.

હજાર નદિયો આવી રેડે નિજ જળ દરિયે જો;
પણ ઉભરાય મુકી મર્યાદા, કદિ નવ ચળતો જો:
અનેક વિષયો આવે મનમાં ધીર પુરૂષના જો:
પણ કો દિ ચલિત બને ના એથી; ગંભીર બનતો જો.
અડોળ મનને રાખવું એ તો ઉત્તમ ગુણ છે જો;
સમુદ્ર પાસે એ ગુણ લીધો: એ મુજ ગુરૂ છે જો.

(૧૧) પતંગ—

બળી મરી અર્પે છે હંમેશ;
જુઓને પતંગિયો ઉપદેશ.
અંધ બની પડતા અગ્નિમાં જોઈ રૂપ ઉજેશ;
ભસ્મીભૂત થતો નવ રે'તી નામ નિશાની લેશ.
રૂપવતી સ્ત્રી આવે કોઈ જોબનવંત વેશ;
માનવ મન તેમાં લીન થાતું ભૂલી જૈ પરમેશ.
આત્મામાં લીન મનને કરવું—જીવનનો ઉદ્દેશ;
પતંગથી એ ગુણ મેં લીધો—ગુરૂ મુજ એ હંમેશ.

(૧૨) ભમરો—

કરીને ગુંજારવ હરદમ;
ભમરો બોધ દિયે અનુપમ.
એક પુષ્પથી બીજાં પુષ્પે ઉડતો એ નિશદિન;
થોડો થોડો રસ લઇને પણ કરતો એ ભોજન.

લોભ ધરે એ કદિ ના હૈયે સંતોષ રાખે મન;
ધીરજથી આનંદે એ તો મેળવતો સાધન.
એ ગુણને હું હૈયે ધારૂં કરીને કોટી યતન;
સ્હેજ ગુરૂથી ટુકડો ટુકડો યાચી કરૂં ભોજન.

(૧૩) મધુ મક્ષિકા–

જુઓ મધુ મક્ષિકાની રીત;
ભરે સંગ્રહ કરીને એ નીત્ય.

રાત દિવસ ઝંપે નવ બેસે મધુ ભરતી એક ચિત્ત;
સંગ્રહ કરી મધપૂડા ભરતી વાપરતી ન કવચિત.
આખર કોઈ શિકારી હસ્તે મધુ લૂંટાય ખચીત;
બહુ દુઃખ પામી પ્રાણ ખુવે પણ દાન દિયે ન ઉચિત.
ખોટી બદામ ન છોડે કંજુસ, હોયે ધન અગણીત;
યમદૂતો પકડી લઈ જાયે નહિ થતા વંચિત.

(૧૪) ગજ–

ઘડીભર કામાતુર ગજ થાય;
જનમભર બંધનમાં સપડાય.

કાષ્ટ તણી પુતળીને દેખી ગજ કામાતુર થાય;
અંધ બની દોડે છે તે ભણી: ફાંદા માંહિ ફસાય.
જન્મ સુધી બનતો કેદી એ; કદિ નહિ છુટકો થાય;
લાખો લોહ તણા અંકુશો શિર પર ખાતો જાય.

ગજ ગામિની કો દેખીને જન કામાતુર થાય;
આ સંસાર રૂપી ફાંદામાં ફસી પડી બંધિત થાય.

(૧૫) મૃગ—

હરણને રાગ સુણ્યાનું વ્યસન;
મરણ પામે છે પડી બંધન.

મધુ મધુરૂં કૈં ગાન સુણીને લાગે મૃગને લગન;
તલ્લિન થઇને સુણતું ભોળું; એમાં રેતું મગન.
એ ભોળું તો ફંદ ન જાણે રચતા પાપી જંન;
લે છે ત્રણ શિકારી જ્યાં દુઃખે લ્હેજતમાં મંન.
મોહ માયાનું હાવભાવથી રસિક સુણે ગાયંન;
કામી પુરૂષ બંધનમાં પડતો; છૂટે ન કોટી યતંન.

(૧૬) મીન—

જુઓને લોભે લક્ષણ જાય;
બની પરતંત્ર, દુઃખે સપડાય.

મીન ગળે છે ગળને લોભે; ફાંસો ઉંડો ખાય;
કંઠે આવે પ્રાણ અને તફડી તફડી મરી જાય.
લોભે સત્ય નહિં દેખાયે; શુધબુધ સઘળી જાય;
ઠોકર ખાયે; ઉંધે માથે પડતાં ભૂલ જણાય.
લક્ષ્મી, કીર્તિ, માન, મમત,ના લોભે જન અડડાય;
પરવશતા—બેડી પ્હેરીને જમ જાળે બંધાય.

(૧૭) પિંગળા—

ધરી ઉદાસીનતા રૂપ તાજ,
કરૂં બ્રહ્માંડ તણું હું રાજ.

વાટ જુએ છે પિંગળા યારની મૂકી સર્વે લાજ;
ગઈ મધરાત, હજી આવ્યોના કો પણ યારજ આજ.
વ્યાપ્યો છે ઉકળાટ હૃદયમાં કાળ જતાં સહુસાજ;
અંદર જાયે, બહાર આવે, ઘડી ઘડી એ વિનકાજ.
નિરાશ થઈને બોલી અંત "ધિક્ક છે મારિ-કાજ!
આટલી આશા પ્રભુની રાખું; આવે તે ધરી દાઝ."

(૧૮) કુરર પક્ષી—

લીધો આ બોધ કુરરની પાસ;
સદા ત્યજવા સહુ ભોગ વિલાસ.

કુરર વિહંગમ માંસ ગૃહીને ઉડતું'તું આકાશ;
યોગ્ય સ્થળે બેસીને ખાઉંશે ધારી હૈયે આશ.
અનેક પક્ષી કુરરની પાછળ દોડે દેખી માંસ;
બહુ મારે સૌ ચંચુ પ્રહારે: કુરરે ફેંક્યું માંસ.
ધરા તળે એ જઈને બેઠું, પક્ષી વળ્યાં તે પાસ;
ભોગ ત્યજેથી મુક્તિ મળી છે; ઉડતું કુરર આકાશ.

(૧૯) બાળક—

ન સમજે બાળક તો કંઈ ફંદ;
સદા એ ભોગવતો સુખ કંદ.

પય પી બાળક રેહુ; જાણે ના ગાફિલફાની ફંદ;
ચિંતા કહિ હૈયે નવ ધરતો; સદા રહે આનંદ.
નિર્દોષી મુખ હસતું કેવું! શકે પુનમનો ચંદ;
બ્રહ્માનંદ અનુભવ નિશદિન લેતો એજ અખંડ.
તે રીતે ભિક્ષાન્ન ગ્રહું હું; છોડું સર્વે રૂંડ;
ફાની કાયા, ફાની માયા; સમજી કરૂં સ્વછંદ.

(૧૦) કુમારી—

સદા એકાંત મહિં નિવાસ;
ગ્રહ્યો મેં એક કુમારી પાસ.

અલખ જગાવી કો સંન્યાસી ઉભો ભિક્ષા આશ;
કુંવરી એકલી ગૃહમાં તેણે કહ્યું ધરી ઉલ્લાસ.
"ધાન્ય કુટીને ચોખા આપું; થશો નહિ નિરાશ;"
ધાન્ય કુટાયે છન છન થાયે કંકણનો ત્યાં રાસ.
લજ્જીત કુંવરી કંકણ કાઢયા: એક રહ્યું છે પાસ:
શબ્દ થયો ના: કલહ થશે જ્યાં બહુ જનનો છે વાસ.

(૧૧) સર્પ—

રચે ના સર્પ કદી નિજ દર;
રહે આનંદે એ પર ઘર.

એક દરમાંથી બીજા દરમાં રહે સદા નીડર;
ફરતો એમ ફરે એ નીત્યે આખી પૃથ્વીભર.

ત્યમ હું પથિક જન સમ વિચરતો; નહિ બંધાણું ઘર;
ગિરિ ગુફા કે મુસાફરખાને સદા રહું નિર્ભર.
આસક્તિ ન થતી એથી મન; દેખું સૌ સુખકર;
એ ઉપદેશ ભુજંગે દીધો; એ છે મુજ હીતકર.

(૨૧) લુહાર–

સદા મન કરવું એકાકાર;
દીધો એ બોધ મને લુહાર.

બાણ બનાવે નિજ પેઢીમાં લુહાર નજર બઝાર;
કાર્ય મહિં તલ્લિનતા ત્યાં તો જામી રહી તે વાર.
રાજાની સ્વારી તે વેળા ત્યાંથી થાય પસાર;
કાર્યે તદ્રુપતા છે એવી જાણ થઇ ન લગાર.
પાછળથી આવીને પૂછે લુહારને કો સ્વાર;
"સ્વારી ગઇ અહીંથી શું ?" "મુજને ખબર ન" કેહે લુહાર.

(૨૩) કરોળિયો–

જુઓ આ કરોળિયાની જાળ;
પિછાનો એવી માયા-જાળ.

મુખથી તાર તણા ગુચ્છાનો કાઢે બહાર નિકાલ;
રચતો જાળ; ફસાતો પંડે; મરતો બની કંગાળ.
જીવ સંકલ્પ રૂપી તારોનો કરતો બહાર નિકાલ;
અંતે તેમાં ફસાઈ મરતો; વ્હોરી માથે આળ.

શુદ્ધ રૂપ છે સૌ પ્રાણિનું; જુઠી છે જંજાળ;
જ્ઞાનિ મુક્ત થઈ ફરતો; જંજાળે પડતો બાળ.

(૨૪) ભૃંગી–

જુઓને કીટ–ભ્રમરનો ન્યાય;
સમજથી ભવ–સિંધુ જ તરાય.

પકડી લૈને કીટને ભૃંગી કરતો શબ્દ સદાય;
એ ભણુકાર થકી ત્યાં કીટ તો, કીટનો ભમરો થાય.
ભૃંગી બનીને, ખોડ ત્યજીને, આખર ઉડી જાય:
એ રીતે ભણકાર થકી તો સૌ કો તદ્રુપ થાય.
"દેહ નથી: આત્મા હું જાને: સાક્ષી રૂપ સદાય;
એ ભણકારે રૂપ પમાયે: દેહાધ્યાસ ત્યજાય.

૧૫–૧૨–૧૮.



## ૫૨ ધર્મરાય-સભા

(લાવણી)

"ચલો ઉઠો દેવગણ! આજ પૃથ્વીમાં જઈએ."
સહુ લોક તણા ત્યાં સ્વભાવ સહ નિરખિયે.

ભૂલોક સભા તો ભરિયે,
સુખ દુઃખ સૌના નિરખિયે;
મન માનવ દેહે ધરિયે,
તુલના સૌ આજજ કરિયે.

કથી એમ ધર્મ સહદેવ પૃથ્વીમાં આવે;
સહુ દિવ્ય વિભૂષણ ધરી સભા શોભાવે.
સુણી ધર્મરાય-ડિંડિમ જગતના લોક;
"દુઃખ ટળે બધાના આજ ધરોના શોક.

સહુ દેવ તણી તો સંગે,
અહિં ધર્મરાજ ઉમંગે;
સભા ભરે બહુ રંગે,
ત્યાં લોક બધાં આમંત્રે"

આવે ત્યાં સત્વર લોક ધરી ઉલ્લાસ;
'નિજ દુઃખ તણો સૌ નાશ થશે' ધરી આશ.
વિધ વિધ જાતના લોક સભામાં આવે:
ત્યાં ધર્મ દૂત સન્માન કરે સુભાવે.

કુશળતા સૌની પુછે,
સૌ જનને આસન આપે;
શ્રી ધર્મરાયને વંદી,
લોકો બનતા આનંદી.

પછી ધર્મ રાયનો ભાટ સભામાં બોલે;
"સહુ જન સુણજો મુજ વાત આજ બહુ હોંસે.

ભરી ધર્મરાય સભાય,
તમ દુઃખ સુણવા ઇચ્છાય;
તમ પ્રગટ કરો સૌ દુઃખો,
આ અવસર કોના ચુકો."

પછી ભાગ્યદેવની પીડ સહે ના લોક:
તે ઉડીરૂવે નિજ દુ:ખ કરી બહુ શોક.

× × × ×

તે દેવ સભામાં વૃદ્ધ વીર કો આવે;
કરી ધર્મરાય પ્રણામ દુ:ખો સંભળાવે.

"પ્રિય મિત્ર સહોદર સંગે,
હું મસ્ત બનુ આનંદે:
એકાએક બ્યુગલ વાગે,
તે તીવ્ર કટારી લાગે.

ધન માન ખજાના શેલી,
વળી પ્રાણ પ્રિયાને મેલી:
એકાએક સર્વ ત્યજી દે,
રણભૂમિ જવું પડતું સહિ.

રણમાં યુદ્ધો બહુ કીધાં,
દુ:ખો તો મેં બહુ દીઠાં;
ઝંપી ના ત્યાં હું બેઠો,
આહાર સુખે ના કીધો.

મધરાતે ઉઠી લડતાં,
રૂધિર ધારા કે જોતાં;
કૈં જીવ આણી પર આવે,
કૈં મસ્તક છેદી નાંખે.

નિસાસા સૌના લેતાં,
દુ:ખો યુદ્ધે કૈં સહેતાં;

પણ ઝંપ કદિના દીઠો,
નિશ્ચિંત થઇ ના બેઠો.

" અમ જીવન એવું દુ:ખ થકી ભરપૂર;
તે દુ:ખ કરો સૌ આજ તમે ચકચૂર.

છે ધન્ય બધાં વ્યાપારિ:
બહુ રીતે આનંદ કારિ."

સુણી વાત બધી ત્યાં વણિક સત્વર આવે;
" મહારાજ ! સુણો મુજ વાત બધી સુભાવે.

દરિયા પર વહાણ ચઢે છે.
વાણિજ્ય બધું ત્યાં રે' છે:
વા વા ઝોડું જ્યાં થાયે,
અમ જીવ બહુ અકળાયે.

રે ! મરણ થકી બહુ બુરી,
અમ દશા કથાય ન પૂરી:
નિરાશા આશા વચ્ચે,
અમ જીવન દોરી લટકે.

સુખમાં સૌ ચાખ્યા રે છે:
તત્ક્ષણ ને ભાવિ રચે છે;
'કેશરિયા કરી જીવ આપો,
યા વિજય પતાકા ફેંકો."

પછી ધર્મરાયને વીર, વણિક ત્યાં વિનવે;
" અમ દુ:ખ તણો કૈં કરો નિવેડો આજે."

ત્યાં ધર્મશય વાણિજ્ય વીરને સોંપે;
ને યુદ્ધ તણું સૌ કાર્ય વણિકને સોંપે.
એ ભાગ્ય ચઢી ત્યાં વીર, વણિક બેઉ બેસે;
"અહો ! ભાગ્ય ! અમ આજ" મુખે એમ કે છે.

અપૂર્ણ



## ૫૭ ભરત

( હરિગીત )

નિજ રાજ્ય સર્વે છોડીને, રાજા ભરત વન જાય છે;
તલ્લીન આત્મ વિચારમાં. ઋષિઓ તહિં દેખાય છે.
પાસે જઈ ત્યાં હસ્ત જોડી. વિનયથી રાજા વદે;
તમશરણ આવ્યો આજ હું; શરણું મને દેવું ઘટે........૧

"સાર આ સંસારમાં મેં કાંઈએ દીઠો નહિં,
ચિર સ્થાયી વસ્તુ કોઈ પણ નજરે મને આવી નહિં;
વૈરાગ્યથી હૈયા મહિં કૈં તીવ્રતા લાગી રહી.
કૈં ચેહેન મુજને ના પડે; ચિત્ત નથી શાંતિ રહી........૨

"ચિણગાર જાણે અગ્નિની હૈયું જ મારૂં બાળતી,
કે બાણ વર્ષા હૃદયને મુજ વીંધિ નાંખી ચાલતી;
કૈં કંપના; કૈં ચેહેનના; કૈં માર્ગના મુજને દિસે,
ઉપદેશઆપોને મને; ઋષિરાય ! કૈં શાંતિ વળે." ........૩

સંત:—

"હસ્તી તણી છે શ્રેષ્ઠતા અદકી અહો ! સૌ પ્રાણમાં,
આત્મા તણા ઉપદેશની છે શ્રેષ્ઠતા ઉપદેશમાં.;

આત્મા તણા ઉપદેશથી શાંતિ મળે શાશ્વત નહીં,
મૃગજળ દિસે છે ગ્રીષ્મમાં ઉદધિ રહે શાશ્વત નહીં........૪

દર્પણ મલિનતા દૂર કીધે શુદ્ધ સૌ દેખાય છે,
અભિમાન ટાળ્યાથી અહિં સૌ શુદ્ધ તો દેખાય છે:
'નથી હું, જગત ના. એકલો વિષ્ણુ બધે વ્યાપી રહ્યો:
એના વિના કો સ્થાન ના;' ઉપદેશ એ રાજા ગ્રહો'........૫

સુણી વાત એ રાજા તહિં બેસી વિચારે મન મહિં;
"ના હું; જગત ના: એકલો વિષ્ણુ બધે વ્યાપે સહિ:
એના વિના કો ઠામ ના; સર્વત્ર એ વ્યાપી રહ્યો:
સંતે કહ્યું તે સત્ય જાણું; આજ એ અનુભવ લહ્યો....૬

પણ વિષ્ણુ વ્યાપક ચેતના, સર્વે રૂપે જો વ્યાપતો;
તો કોણ હું? વિષ્ણુ જ હું: શું સર્વમાં હું નાવતો?"
સત્વર તહિં વિચાર બીજો ઉદ્ભવે છે રાયને:
"મેં વિષ્ણુને જાણ્યો અહિં; હું જાણનારો કોણ એ?"....૭

સંપૂર્ણ



## ૫૪ હનુમાન અને ભીષ્મ

( ૫૯ )

નમું હું વીર હનુમનને
નમું હું ભીષ્મ પિતા તમને........ટેક

સ્મરણ થતાં તમનામો વીરો, વ્યાપે પુલક શરીર;
તમ ભક્તિમાં તલ્લિન હ્રદ છે ધગધગતે રૂધીર.

ઉત્તમ જીવન જીવી મૂક્યો અનુપમ આદર્શ એક;
તે સાંભળી હૈયે આજે વાધે હર્ષ વિશેષ.
ભૂત-તિમિરમાં ઉજ્વળ જ્યોતિ પ્રગટે છે તમ એક;
બ્રહ્મચર્ય વ્રત શાશ્વત પાળ્યું ધારી હૈયે ટેક.
હૃદય તણા છો સ્થંભો વીરો ! દેશ તણા પ્રતિપાળ;
ભાવિ તણી છો ઉજ્વળ આશા, કાળતણા મહાકાળ.

(૮-૮-૧૯)



## ૫૫ શ્રવણ-પિતૃ ભક્તિ ......

શ્રવણ ! તુજ ભક્તિની જોડી;
ન જડતી. યત્ન કર્યા કોટિ.......ટેક

માત પિતાની સેવા માંહે અહોરાત તત્પર;
આજ્ઞા થઈ કે શીર ધારી તેં કાર્ય કરે સત્વર.......શ્રવણ.

કાવડધરીને માતપિતાને લઈને ફરતો બાળ:
માત પિતાનું જતન કરતું રાખી બહુ સંભાળ.......શ્રવણ

વનવન ફરતો યાત્રા કરતો વેઠી કષ્ટ અનેક;
માત પિતાની ઇચ્છા જાણી પૂર્ણ કરે ધરી ટેક.......શ્રવણ

એ સેવાને કાજે અંતે પ્રાણ કીધાં તેં ત્યાગ;
પ્રાણાન્તે પણ તેં કીધો શ્રમ પિતૃકાજ અથાગ.......શ્રવણ

૧-૧-૧૯



## ૫૬ અર્જુન

(પદ-રાગ ખમાચ)

સખા ગણી હું અયુક્ત બોલ્યો પ્રમાદથી કે પ્રણયથી;
યાદવ, કૃષ્ણ, સખા એવું કંઈ, તમ મહિમા નહિ જાણ્યેથી.

વિહાર શય્યાસન ભોજનમાં એકાંતે કે સૌજનમાં;
અસત્કાર હાસ્યાર્થે કીધો: તેની યાચું છું હું ક્ષમા.

તમે ચરાચર જગના પિતા, પૂજ્ય; મહાગુરૂ વળી આપ,
તમ સમ કોના; અધિક કહિંથી! ત્રિભુવનમાં અપ્રતિમપ્રભાવ.
કાયા ઢાળી પ્રણમું, પૂજું આરાધ્ય ઇશ! માફી દ્યો;
પિતા પુત્રની, સખા સખીની, પિયુ પ્રિયાની, મુજને ત્યો



## ૫૭ શ્રી શંકરાચાર્ય

(પદ)

આદ્ય શંકરાચાર્ય તને હું નમતો વારંવાર;
ધર્મ ધ્વજ ફરકાવી કીધો ભારતનો ઉધ્ધાર.

સત્ય યુગમાં કપિલ મુનિને ત્રેતામાં શ્રી દત્ત;
દ્વાપરમાં શ્રી વ્યાસ મુનિત્યમ કલિયુગમાં તુજ ગત.

સ્મરણશક્તિથી ચકિત કીધાં તેં ગુરૂઆદિ સૌ જન;
ફરી લખાવી ભાષ્ય કીધાં તેં પદ્મપાદ પ્રસન્ન.

સાધન પંચક, ભાષ્ય, સહસ્ત્રો; કૃતિ તારીએ ત્રણ;
લખી લખી દ્રઢ બુદ્ધિબળથી જગવ્યાં તેં સૌજન.

પદ્મપાદ, સુરેશ્વર, હસ્તા મલક ને તોટક, ચાર;
શિષ્યો તારા બ્રહ્મમુખ કે ચતુર્વેદ અવતાર.

અકલ્યાણકર સર્વમતનું તેં તો ખંડન કીધ;
દ્વૈત વિદારીને અદ્વૈત જ જગ ફેલાવી દીધ;.

પાશુ પત મતવાળાઓને શરણાગત તેં કીધ;
ક્રકચ કાપાલિકને હરાવી જયવર્તાવી દીધ.

માતા-મરણ પ્રસંગે આવી તેં દીધો ઉપદેશ;
અંત્યેષ્ટિ સંસ્કાર કીધો તેં પ્રગટાવી જવાળેશ.

કામરૂદેશે અભિનવગુપ્તે છળ કરી દીધો ત્રાસ;
જાણ થતાં ગુરુએ કીધો ના ધરી ક્ષમા ઉલ્લાસ.

કાશ્મીરમાં શારદા મંદીરે ખોલ્યું જ દક્ષિણદ્વાર;
'સર્વજ્ઞપીઠ' પર આરોહી વર્તાવ્યો જયકાર.

૧૬–૩–૧૯



## ૫૮ રાજા ભર્તૃહરિ

(અનુષ્ટુભ)

પિંગલા અકલ્યાણીને રાજલક્ષ્મી ગયો વને;
લીધો સન્યાસ ત્યાં રાયે મચ્છેન્દ્ર નાથની કને.

(ઉપજાતિ)

વને જગે એ ફરતા ફરે છે.
આનંદમાં મસ્ત બની રહે છે;

ભિક્ષાન વૃત્તિ ધરતો સદાને,
ધરા–તળે એ શયને બિરાજે.

(અનુષ્ટુભ)

સુનારો પુષ્પ-સૈયામાં, ગોખરૂમાં સુખે સુવે:
અહોહો ! ગોખરૂમાં કૈં આજ મીઠાશ એ લહે.

(મંદાક્રાન્તા)

ધીમે ધીમે શ્રમિત પગલે દૂરથી એકદાએ,
થાક્યોપાક્યો અહિંતહિં ભમી ગામ ભાગોળ આવે;
માર્ગે થોભે ક્ષણભર તહિં કાંક આરામ લેવા,
ને ઓસિકું ઈંટ તણું કરી ઘેનમાં કૈં પડે છે.

(અનુષ્ટુભ)

જેને મહેલમાં નિદ્રા નૃત્ય–ગાને ન આવતી;
સુખે આજે સુવે છે તે શ્રમથી માર્ગમાં પડી.

(ઉપજાતિ)

કૈં પાણી હારી જળકાજ જાયે,
યોગી સુતો માર્ગ મહિં જણાયે:
ઓસિકું દેખી વદની ચતુરા,
"હજી સુવાને કંઈ ભોગ તૃષ્ણા ?"

(અનુષ્ટુભ)

સુણ્યું એ વાક્ય યોગીએ, વાત હૈયે ખરી લહી;
ઈંટ નાંખી દીધી આઘે ને એ પાછો સુતો તહિં:

(ઉપજાતિ)

સૌ પાણીહારી જળ લૈ વળે છે,
યોગી તહાં તો ધરણી ઢળે છે;
કો ભામિની એ નિરખી વદે છે,
"જુઓ, મુવાને હજુ કોધ કેવો !"

અટ્ટ હાસ્ય કરી યોગી મનમાં આમ બોલતો;
"જહાં આવી હિસ એવી"ને ત્યાંથી થાય ચાલતો.



## ૫૯ ચૌદ રત્ન

" ક્ષીર સમુદ્ર મથનનું મહાતમ કહો તમે ઋષિરાય; "
" ચૌદ રતનને કે પેર કાઢયાં ? શા નામે ઓળખાય ?"

અગસ્ત્ય ઋષિ ત્યાં ઉત્તર દે છે, " સુણ તું ધરીને ધ્યાન;
" પૂર્વ સમુદ્ર પ્રકરણમાં આવું વર્ણન છે તું જાણ.

" ' ચંદ્રમાદિ સૌ રતન હિનું આ જગત થયું ઉત્પન્ન;
" ' ક્ષીર સમુદ્ર મથન કરવાથી રતન થયાં ઉત્પન્ન;

" ' હરેક કલ્પ તણા પ્રારંભે મથન થતું પરમાણ;
" શાસ્ત્ર, અનુભવ. એ વાતોને નવદેતું સન્માન.

" માયા વા અજ્ઞાન તું જાણ ક્ષીર સમુદ્ર મહાન;
" સૃષ્ટિ રચના કેરી ઇચ્છા મંદરાચળ અભિધાન.

" ક્રિયા શક્તિને જાણુ ધરાધર, શક્તિ જ્ઞાનની કૂર્મ; *
" જીવન પુન્ય અને પાપોને જાણ તું સૂર અસૂર.
" ક્ષીર સમુદ્ર મથન આ કીધે થાય જ છે ઉત્પન્ન;
અંતઃકર્ણ ચતુષ્કય ઇંદ્રિયદશ. મળી ચૌદ રતન."

૩૦-૧૧-૧૮



કીડી અને કુંજર મહિં, પરમાણુઓ અણુઓ મહિં,
પ્રભુની પ્રભુતા નીરખે જ્ઞાની સદા વિધે અહિં;
અનન્ય કુદરત સાથ કવિ મનના ઉમળકા ખીલતાં,
પુર જોશમાં ઉભરાઇ કાવ્ય-સરિત રૂપે સૌ નીકળતાં.

૧૮-૫-૨૧



## ૬૦ રાજસ્થાનની વીર રમણીઓ

રાજપુત કુળની વીર રમણીઓ કયાં ગઇ છે સહુ આજ ?
જેના નૂરે ઝગાટથી રહેતું રાજપુતોનું રાજ;
તિલાંજલી સૌ સુખને દીધી,
અણીપર કુળ રક્ષા કીધી.

* કૂર્મે મંદ્રાચળ પર્વત ધારણ કીધો હતો. ઇશ્વરની જ્ઞાન શક્તિથીજ યથાયોગ્ય આ જગત ધારણ થઇ રહ્યું છે.

ગિહલોત કુળની વીર જનેતા પુષ્પવતી શોહાય;
યુદ્ધે નાથ પડ્યાં: ગર્ભિણી માર્ગે મૂર્છિત થાય;
ગુહામાં ગોહને જનમ અર્પે,
થતી સતી હર્ષે કુળ–દર્પે.

દાહિર નૃપની બે બાળાને કાસિમ પકડી જાય;
વલીદ ખલીફા રૂપ લાવણ્યે અતિશય મોહિત થાય;
સતીઓ કુળ ગૌરવ લક્ષે,
સયુક્તિ શિયળ જ સંરક્ષે.

સંયુક્તા પૃથુ મુર્તિ વરતી હરતી સ્વામી-ચિત્ત;
રાજ્ય-કાર્યનો ત્યાગ કરાવી મહેલે રાખે નિત્ય;
પતિમાં શૂર પ્રેરે ટાણે,
ઘોરી શાહ સામે લડવાને.

કર્મદેવી સમરસિંહ–રાણી રાજતંત્રે મશહૂર;
જન્મ–ભૂમિના રક્ષણ કાજે પ્રકટાવે રણ શૂર;
કરે અરિ–સેનાને છિન્નભિન્ન,
નસાડે પરાસ્ત કુતુબુદ્દીન.

ચિતોડ ભૂમિપર ચઢે અલાઉદ્દીન એક પદ્મિની કાજ:
દગે ભીમને કેદ કરે; સતી છોડે યુક્તિ બાજ;
કલંકથી ઉગારવા ચિતોડ.
"જુહારે" ખાખ થતી સૌ જોડ.

માલવ દેવની વિધવા પુત્રી બની. દગાનો ભોગ,—
વરે હમીરને; પહેરામણીમાં અપાવે જળધર જોધ;

પતિનું વેર સતી લે છે,
ચિતોડ ભૂમિ ઉદ્ધારે છે.

શૂર થાનની કન્યા તારા અસ્ત્ર શસ્ત્રે મશહૂર;
પરાક્રમે અગણિત વીરોના ઉતારે તે નૂર;
કરે તોડા તંકનો ઉદ્ધાર,
થતી પતિ-ચિતામાં અંગાર.

વેર ચિતોડ પર બહાદુર શાહ લે, રેલે ખુન અપાર;
સુરંગ ફોડી કિલ્લો તોડી માંહ્ય કરે સંચાર;
ધરે ત્યાં રણચંડીનું રૂપ
જ્વાહીરનું શું શુર અનૂપ !

બહાદુર-પંજામાંથી બચવા કોઈ ઉપાય ન હાથ;
કેશરીયા કરી રજપૂત વીરો અરિશું ભીડે બાથ;
કરે ત્યાં જુહાર મહારાણી.૧
સહસ્ર તેર ક્ષત્રિયાણી.

બાળ ઉદયની હત્યા કરવા યુક્તિ રચે વનવીર;
મધ્ય રાત્રિયે પાપી પહોંચે રાજ-પુત્ર મંદિર
ઉગારે પન્ના બાળ્યા કુળ,
દઈ નિજ પુત્ર ભોગ અતુલ્ય.

અકબર સામે લડતાં રાણા બન્યા છે બંદીવાન;
રૂપપતિ ત્યાં મુગલ સૈન્યનો વાળે કચ્ચર ઘાણ;
નસાડી અકબર દર્પ હરે,
પતિને બંધન મુક્ત કરે.

ઉગ્ર મૂર્તિ અકબર-પંજાથી બચવા કંઈ ન ઉપાય;
પુત્ર,[2] પુત્ર-વધૂ સહ વીર મા સુખે ચઢતી ત્યાંય;

ગજાવે અદ્દભૂત વીર-રસગાન,
દિયે સૌ સાથ પ્રાણ બલિદાન.

કામોન્મત્ત અકબર "નૌરોઝે" ઇચ્છે રમવા જાર;
સુશિક્ષિત રહે પણ વીરબાળા[3] ત્યાં કાઢે તુર્ત કટાર;

બને દિલ્હી પતિ ત્યાં વ્યાકુળ,
શપથ લે "ફરી કરું નહિ ભૂલ".

અગણિત એવી વીર રમણીની ઉજ્વળ કીર્તિ સ્હોય;
સ્વર્ગાધિક આ કર્મ-ભૂમિને તેથી બનતી જોઇ;

હતું શું સ્વપ્નજ એ હિંદ માહ્ય?
ફરી શું હિન્દ ન એવું થાય?



## ૬૧ કુરુક્ષેત્રમાં અર્જુનનો વિષાદ

અર્જુનઃ— "સ્વજન મ્હારા સજ્જ થઈને
લડવાને ઉભા સામે,
આચાર્યો, વડીલો, પુત્રો ને સગાંસ્નેહી સૌ આ ઠામે;

તે જોઇ શિથિલ થતાં મુજ ગાત્રો, પડે શોષ ઉંડે કંઠે
કંપી ઉઠે છે કાયા સઘળી ઉભા થતાં રૂવાં અંગે.....૧

૧ કર્ણાવતી ૨ પત્તે ૩ પૃથ્વીરાજની પત્ની અને શક્તસિંહની પુત્રી

"ગાંડીવ હાથ થકી સરી જાતું, ત્વચા બળતરાથી બળતી,
શક્તિ નથી ઉભા રહેવાની, ભમે બધું મસ્તક બળથી,
ચોબાજુ વિપરીત નિમિત્તો, ઉભાં થતાં દૃષ્ટિ સામે
શ્રેય મને કંઇ નહિ દેખાતું, સ્વજન હણીને સંગ્રામે....૨

"વિજય ન જોઇએ, રાજ્ય ન જોઇએ, જોઈએ નહિ
કો સુખ મને.
શું કરૂં રાજ્ય અને ભોગોને ? શું કરૂં હું આ જીવિતને ?
જેના અર્થે મેં ઇચ્છ્યાનાં સુખ, ભોગો ને રાજ્ય હરિ !
તે તો આ યુદ્ધે ઉભા છે, ધન ને પ્રાણ જ ત્યાગ કરી....૩

"ભલે હણે મુજને એ સઘળાં, ઇચ્છું નહિ હણવા એને;
ત્રિલોકના પણ રાજ્યાર્થે, તો આ પૃથ્વી અર્થે શેને ?
ધૃતરાષ્ટ્રના પુત્ર હણ્યાથી થશે, કેવી પ્રીતિ મનને ?
આતતાયિઓને હણવાથી, પાપ વળગશે આપણને....૪

"સ્વબાંધવ કૌરવ હણવાનું કાર્ય ઘટે નહિ આપણને,
સ્વજન હણીને કઈ પેર થાશું સુખી ? કહો માધવ ! મુજને;
કુટુંબ--નાશ કર્યાના દોષો, મિત્ર દ્રોહના પાતકને,
કદી જોઈ શકે નહિ, જેના ચિત્ત લોભથી અંધ બને....૫

" કુટુંબ--નાશ કર્યાના દોષો, સ્પષ્ટ જોઉં હું તો જ્યારે,
નિવૃત્ત એ પાતકથી મ્હારે, થવું નહિ શાને ત્યારે ?
કુળના સર્વ સનાતન ધર્મો, વિનાશ પામે કુળ-ક્ષયથી,
અધર્મ આખા કુળમાં, વર્તી રહે છે ધર્મ તણા લયથી.....૬

" અધર્મ-બળ વધવાથી કુળની, સ્ત્રીઓ સૌ દોષિત થતી,
સ્ત્રી દોષિત થયે સંકરતા વર્ણ મહિં તો ઉદ્ભવતી;
સંકર કુળ-હત્યારાને વળી કુળને નરક મહિં ઘસડે,
પિંડ-દાનને તર્પણ હીન થઇ પિતૃપણ નિશ્ચેજ પડે.....૭

" વર્ણ-શંકર-કારક આ સૌ કુળ-ઘાતકના દોષ થકી,
જાતિ-ધર્મો કુળ-ધર્મો શાશ્વત છિન્ન ભિન્ન થાયેજ નકી;
વારંવાર મેં સાંભળ્યું છે કે કુળ-ધર્મો ઉત્પન્ન થતાં,
જેહ મનુષ્યોના તે સર્વે સદા કાળ નરકે વસતા.......૮

" અહો! મહાપાતક આદરવા કરી રહ્યો વ્યવસાય હું તો,
રાજ્ય-સુખોના લોભાર્થે હું હણવા સ્વજન થયો ઉભો;
શસ્ત્ર ફેંકી દઇને બેસું હું પ્રતિકાર હીન અત્યારે,
વધુ ક્ષેમ થશે જો કૌરવ શસ્ત્ર ધરી મુજને મારે". ....૯

સંજયઃ— આમ કૃપાથી મહાન થયો ને વિષાદ પામ્યો ગાંડીવ પાણ;
અશ્રુપૂર્ણ વ્યાકુળ દૃષ્ટિ થઇ; વદ્યા વાક્ય ત્યાં શ્રી ભગવાન....૧૦

શ્રી કૃષ્ણઃ— "ક્યાંથી ભરાયો શોક-ભુત આ સંકટ સમયે તુજ મનમાં?
અનાર્યને અસ્વર્ગીય એ તો અપ કીર્તિ-કર સહુ જનમાં;
નામર્દો થા મા તું પારથ! નથી છાજતું તુજને આ,
ક્ષુદ્ર હૃદય-દુર્બળતા ત્યાગી પરન્તપ! ઉભો થઇજા"....૧૧

અર્જુનઃ– " પરમ પૂજ્ય છે ભીષ્મ પિતામહ, દ્રોણાચાર્ય,
તેની સામે—
કઈ પેર યુદ્ધ કરૂં તે કહોને ? અસ્ત્ર-શસ્ત્રથી સંગ્રામે ?

મ્હાનું ભાવ ગુરૂ હણવાથી શ્રેય ભીખ-ટૂકડો માનું,
અર્થ-કામી પણ ગુરૂ હણીને ખુની ભોગ ભોગવવાનું !....૧૨

અમે જીતીએ કે એ જીતે—શ્રેય કયું ! તે જાણું ના.
જેને હણી જીવવા નહિ ઈચ્છું તે કૌરવ સામે ઉભાઃ
દૈન્ય-દોષથી સ્વભાવ મ્હારો નષ્ટ થયો છે આ વેળા,
ચિત્ત મૂઢ થયું છે ધર્મે, પુછું તમોને કહો વ્હેલાં.....૧૩

"નિશ્ચય પૂર્વક શ્રેય હોય તે માધવજી ? કહી દ્યો મુજને,
શિષ્ય તમારો આજ થયો હું; શિક્ષા દ્યો શરણાગતનેઃ

સાર્વભૌમ સમૃદ્ધ રાજ્યને આધિપત્ય પણ સુર-ગણનું—
મળ્યે ન પેખું ઇંદ્રિય શોષક શોક તજ્યાનું સાધન શું ?" ....૧૪

સંજયઃ— અરિ જીતનાર ગુડાકેશે એમ હૃષીકેશને સંબોધી,
મૌન થયું', કહીને ગોવિંદને "લડવાનો નહિ હું ક્રોધી;"
ઉભય સૈન્યની વચ્ચે અર્જુન ખિન્ન ચિત્તથી બેઠા જ્યાં,
હસવા સરખું વદન કરીને હૃષીકેશ તો બોલ્યાં ત્યાં....૧૫

શ્રી કૃષ્ણે કીધેલું અર્જુનનું શાન્તવનઃ—

"અશોચ્યનો તું શોક કરે ને પ્રજ્ઞા-વાદવદે આંહિ,
પંડિતો તો મુવા જીવતા જનનો શોક ધરે નાંહિ;

'ભુત વિષે કદિ ન્હોતા અથવા ભવિષ્યમાં ઉદ્ભવીશું ના
હું તું, કે આ રાજા સર્વે-એવો ખ્યાલ કરીશ તું મા....૧૬
"દેહધારીને આ દેહે જેમ બાલ્ય, જુવાની, ઘડપણ હોય,
તેમ બીજા દેહોની પ્રાપ્તિ; ધીર પુરૂષ તો ત્યાં નહિ મ્હોય;
બાહ્ય પદાર્થોના સંસર્ગો શીત ઉષ્ણ સુખ દુઃખ દાયી,-
આવે, જાયે, અનિત્ય તે તો; સહન કર્યો જા તું ભાઈ !....૧૭
"સુખ દુઃખે સમ બુધ્ધિધારી વિહરે ધીર પુરૂષો જે,
વ્યથિત બને ના દ્વન્દ્વોથી જે, અમૃતત્વના પાત્રો તે;
અસતતણો કદિ ભાવ થતો નહિ, અભાવ સતનો નહિ હોયે,
આ બન્નેના પણ દીઠો છે અન્ત તત્વ-દર્શીઓએ....૧૮
"વ્યાપ્ત થયું છે જેથી સઘળું અવિનાશી તેને તું જાણ.
આ અવ્યયનો વિનાશ કરવા નથી કોઈ પણ શક્તિવાન.
નિત્ય અવિનાશી, ને અચિંત્ય શરીર-ધારી ચેતનના,
અન્તવાન આ દેહો; માટે યુધ્ધે, કપિ-નિકેતન ! ધા....૧૯
"જે એને જાણે હણનારો વળી એને હત જે ધારે,
તે બન્ને અજ્ઞાનીજન છે; એ નહિ મરતો, નહિ મારે;
જન્મ મૃત્યુ એ કદિ નહિ પામે; થઈ પાછો ન થનારો ના,
અજ, નિત્ય, શાશ્વત, પુરાણો, શરીર મરે મરનારો ના....૨૦
"એને અવિનાશીને અવ્યય, નિત્ય અને અજ જાણે જે,
મરાવે કોને કયી પેર તે તો? કયી પેર મારે કોને તે?
જીર્ણ વસ્ત્રનો ત્યાગ કરીને નવિન વસ્ત્ર તે નર ધરતો,
જીર્ણ દેહ ત્યજી દેહી તેમ નવિન દેહમાં સંચરતો....૨૧

"શસ્ત્રો એને કદિ નહિ છેદે, પાવક એને નહિ બાળે,
પાણી એને ભેજ કરે નહી, વાયુ ન શોષે કો કાળે;

અછેદ્ય ને વળી અદાહ્ય એ છે, અભેજ્ય ને અશોષ્યજ એ,
નિત્ય, સર્વ વ્યાપી, સ્થાણુને અચલ સનાતન એકજ એ ૨૨

"અવ્યકતએ. અવિકારીએ, વળી અચિંત્યએ શ્રુતિની વાણી,
માટે એને એવો જાણી હવે ત્યજી દે તુજ ગ્લાનિ;

નિત્ય જન્મે ને નિત્ય મરે એ—એવું જો કદિ તું માને,
તોય શોક ઘટે નહિ તુજને મહાબાહુ ? કોઈ સ્થાને....૨૩

જન્મે તેનું મૃત્યુ નિશ્ચિત, નિશ્ચિત જન્મ મરે તેનો,
અનિવાર્ય વસ્તુ કાજે તો વ્યર્થ શોક ધરવો શેનો ?

અવ્યકત છે પ્રારંભે ભુતો, વ્યકત મધ્યમાં તે થાયે,
અંતે પાછા અવ્યકત બનતાં; કયો શોક હોયે ત્યાંયે ?" ૨૪



## ૬૨ ધર્મ–યુદ્ધ

(ખંડ કાવ્ય)

હજી હમણાં તો ખરા બપોર હતા
અને સૂર્ય નારાયણ માથાં ઉપર તપતાં હતાં,

પરંતુ એ મધ્યાન્હ પછી આવી ચઢી
એકાએક ઘોર અંધારી રાત્રી.

ફેલાઇ રહ્યો અંધકાર દશે દિશામાં,
ફૂંકાઈ રહ્યો ઠંડો હિમ સમો વાયુ,
ન મળે ક્યાંયે ઉષ્માનું નામ નિશાન
અને ભાગી રહ્યો સર્વત્ર સૂન્ય કાર.

ઢીલા અને વિકળ બન્યાં સર્વે અંગો,
સુસ્ત અને શિથિલ થયું આખું શરીર,
અને નિદ્રાના આવરણે ઘેરી લીધું માનવનું મન.
સ્મશાન જેવી ઘોર શાંતિ
ફેલાઈ રહી દશે દિશામાં.

(૨)

એવામાં એકાએક સંભળાયો
રણભેરીનો તુમુલ નાદ.
એ નાદ હતો કોઇ આપખુદ સત્તાનો,
ગરીબ તેમજ નિર્દોષને રંજાડવાનો,
પ્રજાના આત્માને ચગદી ચૂરા કરવાનો,
તેના આત્મગૌરવને સદા માટે નષ્ટ કરવાનો.
એ નાદ કાને અથડાતાંની સાથેજ,
શૂર વીરો તો છલંગ મારી કૂદી ઉઠયા,
એકદમ ખડે પગ સજ્જ થઇ ગયા,
અને કમર કસી ધાયા લડવાને,
સ્વમાન અને આત્મગૌરવ રક્ષવાને.

(૩)

ધર્મયુદ્ધ સ્વીકારનાર ક્ષત્રી બચ્ચાઓ
એમ કાંઇ પાછા પડયા સાંભળ્યાં છે ?
એ તો કેસરીઆ કરી બહાર પડયા તે પડયા,
ક્યાં તો રણદેવી વિજયમાળા પહેરાવે.
ક્યાં તો વિમાનમાં બેસાડી સ્વર્ગે લાવે.
એ રીતે યુધ્ધમાં તેઓ દીપાવે પોતાની જાતને.
શૂરવીર ક્ષત્રીઓની આ સનાતન રીત છે,
તેઓ યુધ્ધમાં આમ લડતા આવ્યા અને લડશે.
ને પીછેહઠ થઇ જતાં એ કદિ નહિ કરશે.

(૪)

પરંતુ કાયર હતાં તે તો
રણભેરીનો અવાજ સાંભળતાંજ
એકાએક ગભરાઈ ઉઠયા
અને જીવ લઇને ભાગી ગયાં
પોતાની નશ્વર કાયાને રક્ષવા.
ક્ષણ દેહમાં જીવતા એ ક્ષર જીવડાઓને
ક્યાંથી હોય ભાન પોતના અક્ષર દેહનું ?

(૫)

" સલામતી પહેલી " નું સૂત્ર શીખેલા
કદી નથી જાણતા કે

સલામતી શું ચીજ છે.
પરાક્રમથી ઉલટી દિશાએ
તેઓ ચાલી ચાલીને થાકે છે
અને લોથ પોથ થઇને પડે છે.
છતાં તેઓને ક્યાંય નથી સાંપડતી
લગારે સાચી સલામતી.
તેઓ ડહાપણ ડહોળી ડહોળીને થાકશે,
પણ સાચી સલામતી ક્યાંયે નહિ પામશે.

(૬)

ન તો તેઓએ ગણકાર્યો શારીરિક શ્રમને,
ન તો તેઓએ વહાલી કીધી માયા પુંજીને,
ન તો તેઓ કાંઇ ડર્યા ઘોર અંધકારથી.
પણ એકદમ ધાયા પૂર ઉત્સાહથી
યુદ્ધ ધર્મ સ્વીકારી રણક્ષેત્રમાં લડવા.
ન તો હતાં તેમની કને એવાં કો શસ્ત્રો,
ન તો હતો તૈયાર થવા કાંઇ પણ અવકાશ,
ન તો હતો ક્યાંયે લેશ પણ પ્રકાશ,
છતાં તેઓએ ઝંપલાવીને ઝોકાવ્યું
અને આગળ ને આગળ પ્રયાણ કીધું
ધર્મ યુદ્ધ કરવા, આત્મ ગૌરવ અને સ્વમાન રક્ષવા.
તેઓના માર્ગમાં એકાએક આવી પડતા

અને ફૂટતા ચોંકાવી નાંખનાર બંબ ગોળાઓ,
વળી આવી પડતા કંઈ કંઈ તોપના ગોળાઓ
ધનનન અવાજ સાથે ગભરાવી નાખતા,
ને વળી સતત સુસવાટાભેર
વરસી રહેતો બાણુની ઝડીઓનો વરસાદ.

(૭)

ચોગરદમ છવાયલા ઘોર અંધકારમાં
ને તુમુલ યુદ્ધના ભારે કોલાહલમાં
ન્હોતું જણાતું કે
એ બધાં કયાંથી અને કેવી રીતે આવતાં.
છતાંયે એ ભડવીર યોદ્ધાઓ
ન તો લગારે ડર્યા, ન તો લગારે ડગ્યા,
પણ સામી છાતીએ સામનો કરતાં
આગળ ને આગળ જોશભેર ધસ્યા ગયાં.

(૮)

સાચી સલામની છે આત્મગૌરવમાં, સ્વમાનમાં,
સ્વમાન પાછળ ખુવાર થવામાં,
વખત આવ્યે મરી પીટવામાં,
મરીને જીવતા રહેવાના મંત્રમાં.
આ વાત અગમ્ય છે કાયરને,
પણ સદા સુગમ્ય છે ખરા ક્ષત્રી બચ્ચાને.

જ્યાં જ્યાં યોગેશ્વર કૃષ્ણનો યોગ છે,
જ્યાં જ્યાં ધનુર્ધર પાર્થનું પરાક્રમ છે;
ત્યાં ત્યાં શ્રી, વિજય અને ભૂતિ છે,
ગીતા એ પોકાર કરી કરી કહી રહી છે.

હરેક યુગમાં ધર્મયુદ્ધ આવે છે,
હરેક સ્થળે ધર્મક્ષેત્ર હોય છે;
પરંતુ વિજય તો તેને જ મળે છે,
જેની પાસે કૃષ્ણ પાર્થની જોડી હોય છે.



## ૬૩ રાંદેરનો નાયતો

(ખંડ હરિગીત)

રાંદેરનો તે નાયતો !
શું લક્ષ્મી-અંકે રાજતો !
સુખ-સાહેબીમાં મહાલતો,
ઐશ્વર્યમાં આન્દોલતો.

" છપ્પન પર બુંગળ વાગતી. "
ખ્યાતી જગતમાં વ્યાપતી,
જહાંગીર કને તે આવતી.
આલમી શાહને લાવતી.

સુખ-સાહેબી ધન ભાળીને,
ઐશ્વર્યને નિહાળીને,

ભપકો અનુત્તમ જોઇને,
ઉદારતા અવલોકીને.

દિલ્હી–પતિ તાજ્જુબ થયો,
આશ્ચર્યમાં ડુબી ગયો,
ઉંડા વિચારે તે પડયો,
ને દિગમૂઢ બની રહ્યો.

અંતે પ્રફુલ્લિત મુખ કરી,
ને નાયતાનો કર ધરી,
જહાંગીર શાહે કરગરી,
અતિ નમ્ર વાણી ઉચ્ચારી.

" હે બન્ધુ મ્હારા ! નાયતા !
ત્હારી પ્રભુતા ભાળતા,
મુજ ચશ્મ હેરત પામતા,
આશ્ચર્યમાં ડુબી જતા.

" હું ચક્રવર્તી રાય છું,
જાહોજલાલી માંહ્ય છું,
મુજ દબદબાનું નૂર તે.
આખા જગે મશહુર છે.

" જહાંગીર ધાર્યું નામ મેં,
કિંતુ હરાવ્યો તેં મને,

તુજ દબદબાના તેજમાં,
આંખો પડયો મુજ મ્હેજમાં.

" હું શું વધુ તુજને કહું ?
વદવા નહિ હિંમત લહું,
અહેસાની તેં કીધી બહુ,
રે ! શું કરૂં તે માટ હું ?

" હે ભાઇ મ્હારા ! નાચતા !
હૈયું ન ચાહે બોલતા,
પણ અરજ છે મુજ આટલી,
કંઇ ચીજ માંગો ભાવતી. "

"અય જહાંપનાહ ! જહાંગીર શાહ !
આવાં વચન વદવાં જ શા ?

હું રંક તો છું તમ પ્રજા,
ત્યાં તો ઘટે ના આ પ્રથા.
"ફરમાવજો હુકમ મને,
ફરમાન-બર હું છું કને,

આ સર્વ દેખો સંપત્તિ,
તેના તમે તો છો પતિ.
"પ્રભુએ પ્રસન્ન થઇને મ્હને,
ભંડાર ભરપૂર સૌ ધને,—

દીધો, પછીતો જહાંપનાહ !
માગું શું હું ? જહાંગીર શાહ !"

"હે બંધુ મ્હારા ! નાચતા !
કે તું મ્હને કંઈ સ્હાયતા,

શર્મિન્દગીથી આ સમે,
દે ભાઈ ! મુજને રક્ષને.

"કંઇ પણ લીધા વિન જાઉં ના,
દુનિયા બધી શું ધારશે ?
ભાવિ પ્રજા એ જાણશે,
તો તે મ્હને ફિટકારશે.

"મુજ પ્રાર્થના સ્વીકારી લે,
બદ–નામમાંથી મુક્તિ દે,
બધુ એટલો ઉપકાર કર,
વિનવું હું જોડી બેઉ કર."

યાચી ચહે જ્યાં દુઘ મળે,
મનના મનોરથ સહુ ફળે,
જેણે જનમથી આ પળે,
યાચી ન વસ્તુ કો સ્થળે;

જ્યાં સૌ ખજાના પૂર છે,
ઈચ્છા નહિ કંઈ ઊર છે,

સેવક કરે સેવા ઘણા,
ત્યાં સંભવે નહિ કંઈ મણા.

ઊંડા વિચારે નાચતો,
પડીને બહુજ વિમાસતો,
શું માગવું ? ઉચ્ચારવું ?
કયમ શાહ વચન ને પાળવું ?

નિશ્ચલ પ્રભુ-વિધાન છે,
તેની ન કોને જાણ છે,
તે નાચતાની મતિ ફરે,
જહાંગીર શાહને ઉચ્ચરે.

અય જહાંપનાહ ! રહેજો અમર,
આજ્ઞા ધરૂં તમ શિર ઉપર,
છે આટલી મુજ વિનતિ,
ઈચ્છા મને બીજી નથી.

"આ પૃથ્વીના સહુ રંગને,
ભોગ્યા ધરી ઉમંગને,
દીઠું ન કિંતુ એક મ્હેં;
તે યાચતો હું તમ કને.

"જો હસ્તી-જોડું આદરે,
સંગમ મુજ દૃષ્ટિ ગોચરે,
સંપૂર્ણ થાયે કામના,
બીજી નથી અભ્યર્થના."

સુણી વાક્ય આ દિલ્લી–પતિ,
દિલગીર થયો મનમાં અતિ,
કહ્યું નાયતાને ત્યાં ફરી,
બહુ નમ્રતાથી કરગરી.

"હું બંધુ! તુજ પર પ્યાર છે,
માટે કહું, વિચાર તે,
એ કાર્ય તો નિ:સાર છે,
જોનાર એ બેઝાર છે.

"તુજ ભાગ્યને ઇચ્છે અમર,
મુજ પ્રાર્થના આ કર્ણ ધર,
કંઈ માગ બીજું અય! જીગર!
તુજ કામના એ દૂર કર."

આવે કને વિનાશ જ્યાં,
વિપરીત બુદ્ધિ થાય ત્યાં,
બીજું કશું દેખાય નહિ,
ને હઠ ભરાયે મન મહિં.

મમતે ચઢીને નાયતો,
બીજું કશું નહિ યાચતો,
જહાંગીર બહુ સમજાવતો,
પણ મન નહિ તે લાવતો.

ઇલાજ એકે નહિ રહ્યો,
જહાંગીર બહુ દિલગીર થયો,

સ્વારી સજીને નિસર્યો,
ને હુકમ મહાવતને કર્યો.

"ફરતાં સફર બે દિવસની,
પહોંચીશ રેવા તટ ભણી,
ત્યારે અહિં સંગમ તણી,
તું આશ પૂરે એહની.

"ને નાચતાની કામના,
પૂર્ણ થઇ, રહી ના મણા,
પણ નીપજ્યાં એ કામના,
પરિણામ બહુ બીહામણાં.

કો દિવસ ઘરનું આંગણું
થાતું અતિ બીહામણું,
કદી આગનું તો તાપણું,
તેથી થતું મુખ દામણું.

ડૂબે સમુદ્રે વહાણુ કો,
પેઢી મહિં ભંગાણ કો,
વ્યાપારમાં બહુ હાણુ કો,
જાગે વળી રમખાણુ કો.

કદી પુત્ર મૃત્યુ પામતો,
કદિ રોગ અંગે આમતો,
ધાર્યું થતું નહિ કામ કો,
દિલમાં નહિ આરામ કો.

થઇ મૃત્યુ વશ નિજ નારતો,
પાસે રહ્યો નહિ ચાર કો,
રહેવા નહિ આગાર કો.
અંતે બન્યો બેઝાર શો !

ખાના ખરાબી થઇ ઘણી.
પીડા પડી છે માનની.
ને મૃત્યુ વેળા કરૂનની,—
પણ પાઇ રહી નહિ નામની.

જ્યારે સુણું એ વારતા.
અંગે ભરાયે આર્દ્રતા.
પ્રભુજી ! રૂડી દેજો મતિ.
સૌને વળી રૂડી ગતિ.

૬—૯—૨૩



## ૬૪ વસિષ્ઠ ને અરૂન્ધતીનો સંવાદ.

(અનુષ્ટુભ)

પર્ણકુટી મહિ બેઠા, વસિષ્ઠ ને અરૂન્ધતી:
પુછે એ વાત સ્વામીને, હસ્ત જોડી મહાસતી.

(ઉપજાતિ)

અરૂન્ધતી—મુક્તિ તણો પંથ મને બતાવો,
સ્વામી ? બધી વાત કહી સુણાવો;

જો આ ઘડી મૃત્યુ મને ગ્રહે તો,
શી રીત મુક્તિ મુજને મળે કો’ ?
સૌને શિરે કાળ ભમી રહે છે,
મોડો વહેલો સહુને ગ્રહે છે;
જોષી જુએ જોષ ગ્રહો તણા સૌ,
મૃત્યુ તણા જોષ ન કોઈ જોતો.

(અનુષ્ટુભ)

વસિષ્ઠ—આવી ઉભો રહે કાળ વપુથી મુક્તિ તે કરે;
કરે છે શીદ તું ચિંતા ? કર્મથી મુક્તિ ના ખરે.
કાયાથી છુટવું તે છે. મુક્તિ નામ ખરેખરૂં;
વિચારે એ સદા મહાલ. આપોઆપ થશે: કશું.
ચૈતન્ય તું અહો ? જાત, સ્વભાવ થકી મુક્ત છે;
ઘટાકાશ સદા મુક્ત, એનો બંધ ન સંભવે.

(ઉપજાતિ)

અરૂન્ધતી—સ્વર્ગે જતાં વૈતરણી મળે છે.
કોટીજનો તે ન તરી શકે છે:
ગૌદાન આપે, તરીપાર જાયે,
એ વાતની કેમ પ્રતીતિ થાયે ?

(અનુષ્ટુભ)

વસિષ્ઠ—પરલોકે લઇ જાશે, તેને ફીકર છે બધી:
યથા પાર જશે તે સૌ, તથા તે સૈ જશે નહીં.

કહિ મૂકી નદી મધ્યે, તને ચાલ્યાં બધાં જશે;
ધર્મરાય તણા ગામ, પ્રશ્ન ઉત્તરથી પીટશે.

(ઉપજાતિ)

અનાત્મ દેહે મમતા રૂપી ગૌ,
ને પંચ ભૂતો રૂપ બ્રાહ્મણો સૌ;
આ લોકની ને પરલોકની જે,
ભોગેષણા વૈતરણી નદી તે.

આ ગૌ તણું દાન કરે અહો! જે,
સંસાર ને વૈતરણી તરે તે;
નિરાશ થૈને જન સંચરે જે,
તેને જ શું વૈતરણી કરે તે?

(અનુષ્ટુભ)

અરૂન્ધતી—પરલોકે જતાં આવે, ગામ કાંટા અને રણો;
ઉપાનત-અન્નના દાન, ઉપાય સત્ય શું? ભણો.

વસિષ્ટ—નકામી શીદને વ્હોરો, ચિંતા આગળથી અહિં?
થશે જે દુઃખ હતાને, તે દુઃખો તુજને તહિં.

અરૂન્ધતી—શરીર યમ હતાનું, અતિસુક્ષ્મરૂપે રહ્યું;
માટે એ દુઃખ ના પામે; શરીર સ્થુલ આપનું.

વસિષ્ઠ—યમ હત સમું સૂક્ષ્મ, શરીર આપનું વળી;
શરીર સ્થૂળ આલોકે, ભસ્મીભૂત થતું બળી.

"નામરૂપ વિષે સર્વે, આત્મા ચેતન હું રહ્યો";
એ નિશ્ચય-ઉપાનત્ સૌ, દુઃખ કાંટા વિદારતો.

અરૂન્ધતી—પરલોકે જતાં માર્ગે, જળ તો મળતું નથી;
જળપાન કરે તેહ, જળ ત્યાં પામતો નકી.

વસિષ્ઠ—યમદુતો પિપાસાથી, પીડિત માર્ગમાં બને;
જળપાન કરે તે જ્યાં, ત્યાં મળે જળ તુજને.

અરૂન્ધતી—પ્રાબલ્ય યમ દૂતોનું, મુજથી અદકું ઘણું;
ન પીવા દે મને પાણી; તૃષ્ણાથી ત્યાં હું તો મરૂં.

વસિષ્ઠ—ઉત્પત્તિ, પાલના, નાશ, ઈશ્વર સૃષ્ટિનો કરે;
શું શકિત દૂતની છે કે, જળ તે ઝુંટવી જ લે?
જળ જો ઝુંટવી તે લે તો એ ફીકર ના ધરે;
પિપાસાથી નકી નાશ, સ્થુળ કાયા તણો થશે.
મળશે ભૂત તો ભૂતે; દૂતોથી વળી છૂટશે;
જમડાના વળી ઝાઝા, પ્રશ્ન ઉત્તરથી ફીટશે.
જ્ઞાનામૃત તણું પાન, કરશે અહિં જેન સદા;
ડરીને નાશસે દૂતો, પૂજશે તુજને સદા.

અરૂન્ધતી—ધર્મરાજા હુંશી માગે, હિસાબ પુન્ય પાપનો;
હું શું ઉત્તર આપીશ? સ્વામી? વાતજ એ ભણો.

(અનુષ્ટુભ)

વસિષ્ઠ—અભ્યાસ જાગતે જે છે, તે તો સ્વપ્નમહિં સ્ફુરે;
દઢ સંકલ્પ આ લોકે, તે પરલોકમાં સ્ફુરે.

કરે છે કર્મ તું જાતે, ચાહે છે ફળને વળી;
ફળ પ્રાપ્તિ ન શેં થાયે ! ઇચ્છાનો નાશ ના કદી.

'હું પાપી છું', 'હું પુન્યાત્મા', 'હું વર્ણી છું';
'હું આશ્રમી';
'યમ લેશે તહિં લેખાં', તું તો એમાં રહે રમી.

સંકલ્પ તું કરે છે તે, ભાસે છે તુજને બધું;
રમી રે'જે વિચારે તું, પ્રગટી તે રહે બધું.

ગોતશે મૂળ તું જ્યારે, આ બધું ભ્રમ જાણશે;
ધર્મરાજા અને લેખાં, સંકલ્પ-વત ભાસશે.

સચ્ચિદાનંદ આત્મા તો, રૂપ છે સહુ કોઈનું;
એ રૂપ તો નહીં તારૂં, પશુ માનવ દેવનું.

મમતા ત્યાગ કાયાની, કાયા તો તુજ રૂપના;
પાળી, પોષી, કરે મોટી, અંતે છેહ દઈ જતી.

'હું છું કાયા અરે ! ગંદી', 'સચ્ચિદાનંદ આત્મ હું';
મનનું માનવું એ છે; મન બન્ને રૂપે રહ્યું.

મનથી માનવું જ્યારે; 'બ્રહ્મ હું શેં ન માનતી'?
રાણીપણું મુકી શાને, દાસત્વ તું સ્વિકારતી ?

અહંકાર પ્રિયે ! ત્યાગ, કાળના ભયથી છુટે;
અહંકાર જશે ત્યારે, સર્વ દ્વન્દ્વ થકી છુટે.

અહંકાર થશે નષ્ટ, આલોક, પરલોક, ના;
નથી સંસાર, હું કે તું, અવાચ્ય પદ છે તહાં.

એ અવાચ્યતું છે જાતે, સ્વયં જ્યોત નકી રહ્યો;
સહુનો સાક્ષી તું આત્મા; તું છે કોણ ? કહે હવે.

અરૂધન્તી—મનોમાત્ર નકી જાણું, નામ રૂપ પ્રપંચ સૌ;
સુષુપ્તિમાં નથી મન, જગત પણ ત્યાં નથી.

જાગ્રત-સ્વપ્નમાં સ્ફુરે, મનનો સહુ કોઈનું;
નાના વિધ અહંતાથી, ભર્યું સૌ જગ ભાસતું.

કિંતુ બન્ને અવસ્થામાં, નિર્વિકાર હું તો રહું;
સંસાર ધર્મના મારો, સાક્ષી રૂપે હું તો રહું.

વસિષ્ઠ—સંસાર ધર્મના તારો, અસંસારી અહોજ ! તું;
કરીશ ભોગ શી રીતે, તારી સાથ હવેજ હું ?

(તોટક)

અરૂન્ધતી—'સુખ દુઃખ પરોક્ષ અનુભવવાં,
એનું નામ જ ભોગ' લહો મનમાં;

તુજ ભોગ તણું વપુ આ પુરવે,
હતું સાધન તે હજુ મોજુદ છે.

તુજ ભોગ તણું પુરવે કદિના,
હતું સાધન ચેતન હું; અવના;

તુજ રૂપ અને મુજ રૂપ મહિં,
કંઈ ભેદ નથી લક્ષું આજ અહિં.

(અનુષ્ટુભ)

સ્વરુપમાં થઈ લીન, અરુન્ધતી મહાસતી;
હવે સાક્ષી રૂપે રહીને, આનંદે અહિં મ્હાલતી.

(૨૭–૧૧–૧૮)



## કર્મ મંત્ર

(કાવ્ય ૩૧ થી ચાલુ)

તે નાદ તણા પડઘા હજુ કર્ણે આવે;
આ કર્મ ભૂમિના વીર સ્મૃતિમાં લાવે. ....અદ્દભુત

એ પડઘો ધ્યાન ધરીને હૃદયે આણો;
બની કર્મવીર ફરી જગવો યશ ગાનો. ....અદ્દભુત

(૨૮–૧૧–૧૮)



## ૯૫ સીતાની રામને વિજ્ઞપ્તિ.

સીતા કે, સાંભળીએ સ્વામી, અરજ આ મ્હારી એક;
વનમાં આવું તમ સાથે હું, ધરીને વલ્કલ વેષ.

સ્ત્રી છે પતિની છાયા નિશ્ચે, વિયોગ ઘટે કયમ ત્યાંય ?
સુખ, સમૃદ્ધિ, આનંદ તેનાં, પતિ–પ્રીતિ–સેવા માંય.

પતિ વિન અગણિત સમૃદ્ધિ, જાણે ખાખ બરાબર તેહ;
પતિ પ્રીતિમાં આનંદ માને, તમ સેવામાં જેહ.

તમ સંગતિમાં દુઃખ પણ થાશે, સુખ કેરૂં મહામૂળ;
તમ વિન આંહિ રહી શકું ના, રહું તો લાજે કુળ.

(૧૫–૫–૧૯)



## ૬૬ કઠિયારાને.

(અનુષ્ટુભ)

રહેવા દે! રહેવા દે! વૃક્ષને કઠિયાર! તે;
છેદનો મા કદાપિ તું. એકાદિ પણ ડાળને.

(ઉપજાતિ)

મને જુવાની મહિં છાંય દેતું,
હવે કરૂં રક્ષણ હુંય તેનું;
પિતામહે એ તરૂને ખચીત,
સ્વહસ્ત રોપ્યું ગૃહની સમીપ.

(અનુષ્ટુભ)

રહેવા દે! ઉભું તેને, નહિં તું કઠિયાર! રે!
કરી ઇજા શકે ના. ના. કુહાડી તુજ એહને. ........૧

(ઉપજાતિ)

દેશે વિદેશે સઘળા સ્થળોએ,
એનો પ્રતાપી યશ વિસ્તર્યો છે;

વિખ્યાત જૂનું નહીં વૃક્ષ છે એ,
નાંખીશ કાપી કઠિયાર ! શું તે.

(અનુષ્ટુભ)

રહેવા દે ! રહેવા દે ! કારી ઘા કઠિયાર ! તું !
ધરા-બદ્ધ બધી ગાંઠો. છેદ મા એહનીજ તું !
અરેરે ! તું ! રહેવા દે ! જૂના આ વડ વૃક્ષને !
નભસ્પર્શી બધી શાખા બની છે એહની હવે ! ......૨

(ઉપજાતિ)

શિશુત્વમાં હું નવરાશ વેળા,
સુરમ્ય છાયા મહિં બેસતો આ;
અહિં રમન્તી મુજ બેન સર્વે,
આનંદ તેનો છલકાય હૈયે.

હેતી મને ચુંબન આંહિ માતા,
આલિંગતા તાત મને વળી ત્યાં;
આ મૂર્ખ આંસુ પ્રતિ ભક્ષ માગી.
કિંતુ તરૂને અહિં દે રહેવા. ............૩

(અનુષ્ટુભ)

જેમ વલ્કલ આ તારૂં, તુજને વૃદ્ધ મિત્ર હે !
હૃદય-તંત્રો બધાં મારાં, નિશ્ચે આલિંગશે તને.
વનના પક્ષીઓ આવી કલ્લોલો કરશે અહિં;
અને તારી બધી શાખા, હીંચોળે હિંચશે દાસ.

પુરાણા મિત્ર ! વાઝોડું, નિર્ભય 'તુજને કરો !
ને અહિંથી તું તો જાને, શું ઉભો કઠિયાર તું !
જ્યાં સુધી હસ્ત છે મારાં, રક્ષવા વડ વૃક્ષને;
કુહાડી ત્યાં સુધી તારી, એને ના દુભવી શકે.....૪

(૭-૧૨-૧૯)



## ૬૭ એક સંવાદ.

(સવૈયા)

પૂર્વપક્ષી:— બહુજન આ પંથે વહી ચાલ્યા,
એ પંથે તમે ચાલોજી;
ઉત્તર પક્ષી:— બહુજન મળી આ કુવો ખોદ્યો,
એમાં પડતું મેલોજી.

મેં જોયા છે અખિલ જગનાં, રાહ જુદા જુદા કૈં;
છાયા વર્ષા ઋતુ મહિં ફરે, તેમ દીઠાં જ મેં કૈં;
દોરંગી છે જગત સઘળું, મેં સુણ્યું; માન્યું ના એ;
કિંતુ આજે અનુભવ મળ્યો; કેમ ભૂલી જવા એ ?
મૈત્રી કીધી મુજ સહુજને, પ્રેમ કૈં દાખવીને,
મીઠાં મીઠાં વચન વદતાં, ગુપ્ત વાતો કરીને;
મારે માટે સહુ અરપવાં, કોઈ વેળા કહેતાં,
કિંતુ એ સૌ મૃગજળસમુ, આજ નિશ્ચે દિસે છે.

( ૧૮-૬-૧૯ )



## ૬૮ વિદ્યાદેવીના ચરણે.

(ભજન)

અમે તો ધર્મ અમારો એ, લહ્યો છે ધર્મ અમારો એ;
શિખવું શિખવવું નમ્ર બનીને,
દૂર કોઈ કાળે ઉત્સુક થઈને;
જીગર થતું રસ બસ, એમાં તો મસ્ત સદા રહીએ.

સ્તુતિ કે નિંદા, ધનને કીર્તિ, મળતાં અથવા ના;
રગડોળાઈ જાયે કાયા, અમને પરવા ના.
વિદ્યાદેવી કેરા ચરણે,
દાસ બનીને ઢળીએ ધરણે;
સાર્થક એમાં જીવન કેરૂં, અમે સદા લહીએ.

અમૃતને શાને નહિ પીવું? નહિ પાવું શાને!
પ્રભુ ખજાનો દીઠો તો ત્યાં નહિ ધાવું શાને?
વપરાતાં સૌ દોલત ઘટતી,
કિંતુ વિદ્યા ઉલટી વધતી;
ને એથી કંઈ ઉન્નતિ મારગ, અમે સદા ગ્રહીએ.

પાઈ, પી, અમૃત શાને તો, લ્હાવો લૂંટીએ ના?
તૃષિત જનોની પીડા જગથી, પરહરિએ શેં ના?

ગંગા તટ આવી બેઠાં તો, જળ પીવું શેં ના?
અખૂટ લૂટથી પ્રભુ ખજાનો લૂંટવો શેં ને ના?

હૃદય ગ્રંથિને પ્રેમ ભક્તિથી, શેં નહિ દઢ કરીએ ?
ત્રિપુટી કેરો લય કરી શાને તન્મય નહિ બનીએ ?

(૧૬-૧-૨૦)



## ૬૯ ભારત સેવા.

(પદ)

અગમ્ય, ભાવો પ્રગટો આજ;
સહુ એ, ભારતમાતા કાજ.

ભારતનું ભાવિ આશામય, દિસે છે જ પ્રકાશ;
તિમિર મટી અરૂણોદયના, સૌ કીર્ણો આવે પાસ.

પુત્ર કલહથી માતા કેરાં, હૃદય છવાયું ક્ષીર;
ભળાહીણી તેથી બની ગઈ ને, શક્તિ રહી ન લગીર.

પુત્રો નિજ ભૂલ આજ સ્વિકારી, લાગે માને પાય;
અશક્તિને એ દુર કરવાને, યોજે સર્વ ઉપાય.

હિન્દુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તિ સૌ એકત્રિત થાય;
માને શરણે એ સૌ આવી, સેવામાં ડુબાય.

એ સેવાથી સશક્ત બનશે, વધશે માનું હીર;
માતા સહ સૌ પુત્રો ત્યારે, થાશે બાવન વીર.

૭૧—૨—૧૯



## ૭૦ ભારત માતાને.

(કુંડળિયા)

આ શા ત્હારા હાલ જનેતા, આ શા ત્હારા હાલ ?
છણુ છણુ બળતું હૈયું મારૂં, નીરખતાં કંગાળ.
એકદા તું જગત ગુરૂણી, હતી વિશ્વ વિખ્યાત;
પ્રેમ ભક્તિથી તું પૂંજાતી, વીર માતા સાક્ષાત.
કળા, કૌશલ્ય, વ્યૂહવિદ્યા, વિશારદ તું માત;
દુનિયા સઘળી તુજ બળ નિરખી, નમતી તારે પાદ.
રામ, કૃષ્ણ, ભીષ્માર્જુન, સરિખા બળિયા તારા બાળ;
વિશ્વામિત્ર, વસિષ્ઠ પ્રભુતિ, ઉછેર્યાં ધરી વ્હાલ.
આજે ક્યાં એ ક્ષુપાદ બેઠાં ? શેં આવે નહિ બહાર ?
નિજ માતાના દુઃખ દેખીને, શેં નહિ કરતાં વ્હાર ?
સ્વપ્ન ગયું શું એ ભારતનું ? પાછું શું ન જણાય ?
ના, ના, ભારતના ખુણામાં, હજી પ્રગટે છે એહ.

૨૦–૨–૧૦



## ૭૧ મ્હારો રેંટિયો

( ગરબો )

મ્હારો રેંટિયો ફરે છે રસ–રંગથી રે લોલ,
સરે મર્માળુ ગીત એના કંઠથી રે લોલ;
હૃદય–તંત્રો એમાં સૂર પૂરતાં રે લોલ,
લાગી રહે ત્યાંજ રામ સાથ સૂરતા રે લોલ.

( સાખી )

લાગે સૂરતા રામની, હૈયું મસ્તજ થાય;
હૃદય કુંજમાં રામનો, ગુંજારવ ફેલાય.........૧

મ્હારો રેંટિયો જુદા જુદા દેશમાં રે લોલ,
ફરી રહે છે જુદા જુદા વેશમાં રે લોલ;

તમોગુણ ત્યાં પ્રવૃત્તિ એ તો રેડતો રે લોલ,
રજોગુણ ત્યાં સાત્વિકતાને તેડતો રે લોલ.

( સાખી )

અંગ-પ્રવૃત્તિ સૌ વધે. મનમાં બહુ ઉત્સાહ;
જીવન રસમય સૌ બની, ધાયે ઉન્નતિ રાહ.....૨

રંકજનને દિલાસો એ તો આપતો રે લોલ,
વિનોદ સાથે પીડા તેની કાપતો રે લોલ;

શ્રીમંતોના વૈભવને વધારતો રે લોલ,
બની વિહાર-સ્થાન તેને ઠારતો રે લોલ.

( સાખી )

રંક અને શ્રીમંતનો, છે ઉદ્ધારક એહ;
આનંદે દિન નિર્ગમે, સ્વતંત્રતાથી તેહ.....૩

ક્ષુધાર્તીને ભોજન એ તો આપતો રે લોલ,
નગ્ન જનને વસ્ત્રો દઈ ઢાંકતો રે લોલ;

દેઉ દુઃખી જનોના દુઃખ ઝટ એ રે લોલ,
નિરૂદ્યોગીને ઉદ્યમનું દાન દે રે લોલ.

( સાખી )

ભુખે મરે નિરૂદ્યમે, જન લાખો પીડાય;
તે સઘળાના સંકટો એથી તો છેદાય........૪

બેડી પરતંત્રતાની એ તો કાપતો રે લોલ.
લેઈ સ્વતંત્રતાની લહેર આવતો રે લોલ;

સાદાઈ સાથે કુલીનતાને સ્થાપતો રે લોલ,
નમ્રતા સાથે ઉન્નતિ આપતો રે લોલ.

( સાખી )

હુન્નર એથી વાધતા, ને વાધે વ્યાપાર;
દેશીઓ નિજ બળ ઉપર, થાયે ઝુલણહાર....૫

લક્ષ્મી–ચંચળતા હાંકી કાઢતો રે લોલ,
પ્રજા–ભંડાર રક્ષીને બાંધતો રે લોલ;

એના તાંતણે સ્વરાજને ઝુલાવતો રે લોલ,
વિજયધ્વજ હિન્દનો એ ફરકાવતો રે લોલ.

( સાખી )

લક્ષ્મી દેવી અહિં થકી, પરદેશે ખેંચાય;
તેને તો એ રક્ષીને, રાખે છે ગૃહમાંય........૬

પૂરા પાડે વ્યાયામને વિનોદને રે લોલ,
પ્રવર્તાવે છે મોહને પ્રમોદને રે લોલ:
અગણિત માનુષી ગુણને ખીલાવતો રે લોલ.
અમી ધારાથી જીવન રેલાવતો રે લોલ.

( સાખી )

પ્રકટાવે એ ગુણ ઘણા, ને આણે જ સ્વરાજ્ય;
એની સેવાથી ફળે. સૌ આશા અફસાજ.......૭

૧૮—૭—૨૫



## ૭૨ નૂતન વર્ષાભિનંદ.

(રાગ-મગની ચાકની સાખી)

રમ્ય સુખદ ઉલ્લાસ ભર્યું. આ હોજો નૂતન વર્ષ !
દિવ્ય રંગ જગ જનમાં પૂરી, કરજો શુભ ઉત્કર્ષ !
સદા અર્પો મધુરાં લહાવો ! જીવનમાં અમીરસ રેલાવો !
કુંકુમ વર્ણું, સ્મિત શુચિધરતું, ઉગ્યું આજ પ્રભાત;
ઉર માંહે નવ નવલા ભાવો, પ્રેરે એ રળિયાત;
હૃદય સૌ ભાવ મય બનજો ? ગાન ત્યાં દૈવી ઉદ્ભવજો !
જન્મભૂમી સેવાના સૂરો, નીકળો ત્યાંથી બહાર !
હિન્દમાતની ધૂન જગાવી, રેલાવો રસ ધાર !
હૃદય એ રસથી ઉભરાઓ ! જીવન તન્મય એમાં થાઓ !
દિન દિન નવલ કળા સહુ વધજો, પ્રકટો પ્રભુના નૂર !

હિન્દ માત ગરવી ફરી બનજો, પુત્રો નરવર શૂર !
અતુલિત પ્રભાવ યુક્ત થજો ! સર્વમાં અગ્રગણ્ય હજો !
માત સહિત સંતાનો ઉજ્જવળ, શોભો ઠારોઠાર !
કીર્તિ–તેજ જગમાં ફેલાઓ વર્તો જય જયકાર !
સદા હોજો નૂતન શ્રી રંગ ! વહેજો અભંગ રસ ઉમંગ !

(૫–૮–૨૮)



## ૭૩ નવીન વર્ષનો સંદેશ

(પ્રાસંગિક)

નવીન વર્ષમાં નવીન ભાવના, નવીન જોમ–ઉત્સાહ ધરો;
નવીન કાર્ય–પ્રદેશો મધ્યે, નવીન સ્ફુર્તિથી કામ કરો.

નવીન શક્તિ ને નવીન શૌર્યથી, નવીન જુસ્સો ફેલાવો;
નવીન દ્રષ્ટિ ને નવીન સૃષ્ટિ સૌ, નવીન રંગને રેલાવો.

નવીન આશથી, નવીન હોંસથી, સર્વ વસ્તુ બનો ઉજળી;
નવીન સત્વથી નવીન જીવનને, નવીન નવીન દુનિયા સઘળી.

જૂનું વર્ષ સમાયું ભુતમાં, સાથે જૂનું સર્વ ગયું;
જૂનું જૂનાં માંહી ભળ્યું ને, નામ શેષ એ બની રહ્યું.

જૂનામાંથી નવીન જન્મ્યું, નવીન રૂપરંગ ધરી રહ્યું;
નવીનતા પ્રસરાવી જગમાં, નવીન નવીન સૌ કરી રહ્યું.

જૂનું પાછું થયું સજીવન, નવીન આશ–ઉત્સાહ ધર્યા;
નવીન ભાવના આણી એણે, જીવન ઉલ્લાસે જ ભર્યાં.

નવીન વર્ષના નવીન નૂરમાં, આગળ ને આગળ જાઓ;
જીવન પળ પળ નવીન બનાવો, નવીન સત્વવાળા થાઓ.

૬–૯–૨૯



## ૭૪ નવલી રમ્ય ઉષા

(અંજની)

મધુરી હસતી રમતી આવે, લીલાઓ વિધ વિધ પ્રગટાવે,
અવનીને આકાશ સુહાવે, નવલી રમ્ય ઉષા !
સાથે નવલું વર્ષજ લાવે, રંગ રાગ બધે ફેલાવે,
નવ નવલી કંઈ ખુબી જણાવે, નવલી રમ્ય ઉષા!
ચેતન-ફુવારા ઉડાવે, નિર્જીવમાં પણ ચેતન લાવે,
આનંદે કલ્લોલ મચાવે, નવલી રમ્ય ઉષા !
ઝળહળતા આદર્શ બતાવે, મનગમતી સૃષ્ટિ ઉપજાવે,
નંદન વનનાં સ્વપ્ન સુઝાવે, નવલી રમ્ય ઉષા !
ઉડવાની શક્તિ ઉપજાવે, ઉર્ધ્વ ઉર્ધ્વ પ્રયાણ કરાવે.
મનોરાજ્યમાં એ વિહરાવે નવલી રમ્ય ઉષા !
વધાવીએ નવલી ઉષાને, નમીએ નમીએ રમ્ય ઉષાને;
શશ્વત જીવન હો ઉષાને, નવલી રમ્ય ઉષા !

(૧૯–૨–૨૦)



# ૭૫ વિદાય.

(પ્રાસંગિક)

મેમાનો ! પ્રિય ! પુનઃ બધાય પધારજો,
દર્શન દઈ ફરી પાવન કરજો દ્વાર જો;
અમ રંકો પર ઉદાર દષ્ટિ ધારજો,
અમ અપરાધો વ્હાલાઓ ! વિસારજો—૧

નીચે દક્ષિણ દિશા નિવાસી સૌ અમે,
ઉંચે ઉત્તર દિશા નિવાસી આપ છો;
અપનાવ્યું અમ આંગણિયું આવી તમે,
અમ સૌ પર કીધાં ઉપકાર અમાપ, જો.—૨

ઉન્નત પંથ ગામી ! તમ આગમને અહિં,
સર્વ સ્થળે શો પ્રગટ્યો પુણ્ય પ્રભાવ, જો !
સન્ત જનોનો મહિમા ઢાંક્યો રે' નહિં,
પ્રગટાવે નિજ પગલે તીર્થ પ્રયાગ, જો !—૩

જુદાં પડતાં તમથી હૃદય ચીરાય, જો,
રૂધિર સ્રવે બધી વૃત્તિ મૂર્છિત થાય, જો;
સુજ્ઞો ! શું વસ્તુ વદીએ ? કંઇ ન વદાય જો,
વિરહ વ્યથા અમ દર્શાવી ન શકાય, જો.—૪

થઇ નથી સેવા-શુશ્રુષા તમ કાંઈ, જો,
લેવાયો નથી ઝાઝો ઉરનો લ્હાવ, જો;

ત્રુટીઓ અમ અગણિત, તે ન ગણાય, જો,
કરજો સૌ અમ પામર દોષો માફ જો.—૫
(૩–૪–૨૫)



## ૭૬ નાના નાના જળ બિંદુઓ.

(સવૈયા)

નાના નાના જળબિંદુઓ, નાની રજકણ રેતીની;
રચે પ્રતાપી મહાસાગરને, મનહર ભૂમિ સૃષ્ટિની.

નાની નાની પણ એ રીતે, ક્ષુલ્લક ભાસે છે તો યે;
અનંતતાના વર્ષો છે, મહા મહા કંઈ યુગો એ.

નાની નાની ભૂલ એ રીતે, ભરમાવે છે મનવાને;
સદ્‌ગુણ કેરા પંથેથી ને, દૂર પાપમાં ભમવાને.

માયાળુ કાર્યો ન્હાનકડા, પ્રેમ તણા શબ્દો નાના;
ઉદ્યાન બનાવે આ પૃથ્વીને, નંદનવન સમ વાસવના.
૧૩–૪–૨૦



## ૭૭ છ આંધળા નિદ્રાનો.

દૂહો

પડ નિદ્રાનો અધિપણ, હાથી જેવા જાય;
"જાંત ભાંગે આપણી", એવી મન ઈચ્છાય.

એક તણા હાથે ચઢી, હાથી કેરી પીઠ;
તેણે માન્યો હાથીને, ભીંત સમો ખચીત.

બીજાના હાથે ચઢયા, લાંબા તીણા દાંત;
"હાથી છે ભાલા સમો, એમાં નહિ કંઇ ભ્રાંત."

ત્રીજાના હાથે ચઢી, ઝુલતી લાંબી સૂંઢ,
"સર્પ સમો હાથી નકી, વાત લહી મેં ગૂઢ."

ચોથાના હાથે ચઢયા, હાથી કેરા પાદ;
"સ્થંભ સમોહાથી ખરે,એમાં નહિ વિવાદ."

હાથ પાંચમાનો અડયો. હાથી કેરા કાન;
"સુપડા સમ હાથી ખરે, આજ થયું એ જ્ઞાન."

ઝુલતી લાંબી પૂછડી, ચઢી છઠ્ઠાના હાથ;
,'હાથી જાડા દોરડા જેવો એ સત વાત."

એ રીતે છએ જણે, ઉઠાવ્યો વિવાદ;
"હું કહું છું સત્ય છે, જૂઠી બીજી વાત"

દષ્ટિવાળો કોઇ ત્યાં, આવ્યો પંથી એક;
"ફોકટ લડતાં શીદને? ધરો વાત વિવેક."

"સમગ્ર હાથીને તમે, કદી ન દીઠાં ભાઇ!
અક્કડું અંગ નીરખ્યું, કરતાં શીદ લડાઈ?"

(૨૦–૨–૨૨)



## ૭૮ ગ્રીષ્મનું છેલ્લું ગુલાબ.

(ઉપજાતિ)

છે ગ્રીષ્મનું છેલ્લું ગુલાબ આતો,
એકાંત માંહે ખીલતું રહ્યું જો;
સાથી મનોહારી બધાંય એના,
પંથે પડયા છે કરમાઈ જતાં.—૧

નથી સજાતીય ફુલો કને કો,
નથી ગુલાબી કળિકા કને કો;
લાલિત્ય રંગે કંઇ રાગ દેવા,
એવા મહિં ના કહિં ભાગ લેવા.—૨

રાખીશ ના એકલડું તને હું,
ડાળી પરે દુઃખ મહિં ઝુરન્તું;
જ્યાં રમ્ય સૌ નીંદ મહિં પડયાં છે,
તો તેહ સંગે ઉંઘ તુંય બાપુ ?—૩

આપે સપ્રેમે તુજ પાંખડીઓ,
નાખું વિખેરી મુજ આ બિછાને;
જ્યાં બાગના સાથી બધાંય ત્હારા,
સુવાસ-હીના મૃત છે પડેલાં.—૪

એવી ત્વરાથી હુંય ઇચ્છું જવા,
જ્યારે બીડાતાં સુકુમાર હૈયાં;
ને પ્રેમથી સૌ ઝળકી રહેલા,
ટોળા મહિંથી ખરતાં સુરત્નો. —૫

સાચા સુહૃદો કરમાઈ જાયે,
ને સર્વ વ્હાલાં ઘસડાય ગુરે;
ત્યારે અરે ! એકલડો જ કોણ,
વેરાન સંસાર મહિં વસે આ ? —૬

(૩—૬—૨૯)



## ૭૯ સ્વર્ગીય ભુમિ:—

"તું તો સ્વર્ગીય ભૂમિની, કરતી જ વાત;
તેના બાળોને કહેતી તું સુખિયો સંગાત;
ક્યાં છે રમણીય ભૂમિ, તે ? કહે મ્હારી મા !
તેને શોધીને દુ:ખો, નિવારિયે શું ના ?
મધુર નારંગી પુષ્પો જ્યાં, ઝુલતાં દીસે;
ને આગિયા ઉડે છે બિયાબાન વિષે;
ત્યાં શું સ્વર્ગીય ભૂમિ એ ? કહે મ્હારી મા !"
"મ્હારા બાલકડા ! તે નથી ત્યાં, નથી ત્યાં,
"ઉગતાં પીછાળાં ખર્જુરી વૃક્ષો જ જ્યાં;
અને પાકે ખર્જુર નભ મહિં આકાશ માંય;
કે શ્વેત સાગરના હરિયાળા દ્વીપો મહિં,
વનના પુષ્પો ફેલાવે છે ખુશબો જહિં
ને રૂડાં અદ્‌ભૂત્ પંખીની સોનેરી પંખ,
વિજયવંતી વસ્તુના ધરે રમ્ય રંગ;

ત્યાં શું સ્વાર્ગીય ભૂમિએ? કહે મ્હારીમા!"
"નથી ત્યાં; નથી ત્યાં, સુણુ બાલુડાં!"

"બધે સોનેરી રેતી પર ઝરણા વહે,
સ્ફટિક સમ ઉજ્વળ કીર્ણો પ્રકાશી રહે,

શુભ ખાણોમાં હીરાઓ જ્યાં ઝગઝગે,
અને શીપમાંથી મોતીઓ જ્યાં ચકચકે,

એવા અસલી કો મુલક માંહે દૂર ઘણે,
આવી સ્વર્ગીય ભૂમિ તે કહેતું મને.

મને કહી દેને ઝટ, ઢીલ ના કર તું મા,"
"નથી ત્યાં; નથી ત્યાં, સુણુ બાલુડાં!"

કદિ ભાળી નથી નેત્ર એને કહિં!
સુણ્યા કર્ણે એના હર્ષ—ગાનો નહિં;

એનો ખ્યાલે ન આવે કદિ સ્વપ્નમાં;
શોક, મૃત્યુની છાયા ન તે સ્થાનમાં;
અમર જોબનને કાળ નહિં છેદે નહિં;

કબર—સ્તાનથી ને અભ્રોથી છે ટે કહિં;
એનો અંતર તો કોથી કલ્પાયે નહિં;

નકી ત્યાં, નકી ત્યાં, એ છે બાલુડાં!
મારા બાલકડાં! આવી નહિં એ નહિં.

૨૭—૨—૧૯



## ૮૦ કુદરતમાં પ્રભુનું દર્શન.

(હરિગીત)

રમણીય આ તારા ગણો, આકાશમાં ઝગમગ થતા.
રજની દિપાવી દિવ્ય, ગંભીરતા બધે વિસ્તારતા.

કંઇ તેજથી, બહુ પ્રેમથી, અન્યોન્ય ને આકર્ષતા;
પ્રભુ-ગહનતા ને પ્રેમનો, સંદેશ સૌને અર્પતા.

ટહુકા કરે છૂપાઇને, કોયલ અહિંઆ વન વિષે;
શી મધુરતા ? શી દિવ્યતા ! આનંદ ઊર્મિ શી દિસે !

આ નાદ ઝીણો મુગ્ધ કરતો, ભક્તના હૃદ-તંત્રને;
ફેલાવતો દિગન્તમાં એ, પ્રેમ-ભક્તિ મંત્રને.

આ શાંત સ્થળમાં આ સમે ! ખુશબો કહિંથી આવતી;
લ્હેરી બધે વાતાંબુમાં, શી રમ્યતા ફેલાવતી ?

ગુલઝારના પુષ્પો ખીલી, નિજ શુદ્ધતા રેલાવતા;
સૌ રસિક જનના હૃદયમાં, પ્રભુ-વિમળતા સંચારતા.

અંધકારમાં સૌ દામિની, ઝબકાર ક્યાંથી આ પળે;
દશ દિશ તિમિરને દૂર કરે, ને તેજ આણે સૌ સ્થળે.

ક્યાં નાસતી એ ક્ષણુ મહિ ? દેખાય નહિ ક્યાં છૂપતી ?
પેગામ પ્રભુ-શક્તિનો લઈ, સર્વ સ્થળમાં મ્હાલતી.

૧૬-૨-૧૯



# ૮૧ સર્વ ભક્ષી કાળ.

(વર્ણન)

સોળે કળા ધારી રહ્યો ને, વિશ્વને સુખકર થયો,
ત્યાં રાહુએ ચંદ્ર જ ગ્રસ્યોઃતે બે ઘડીમાં છુટી ગયો;
નહિં એ નસીબ માનવતણું, કાળે જ તેને છે ગ્રસ્યો,
રે ! કાળના પંજા મહિંથી, કોણ કદિ છટકી શકયો ?
સૌ તેજનો ભંડાર રવિ, શું પૂર્ણ તેજે ઝગમગ્યો !
ત્યાં રાહુએ આવીગ્રસ્યો, નિસ્તેજ ને ઝાંખો કર્યો;
કાળાંતરે તે છુટતો, નિજ રૂપ પાછું ધારતો,
ભાવી ન એ માનવ તણું; ક્રુર કાળ તેને મારતો.—૧

પુષ્પો વસંતે ખીલતાં, નિજ સુરભીને ફેલાવતાં,
સૌ પાંખડી વિકસાવતાં, આનંદને રેલાવતાં;
ત્યાં વાયુ લહરી આવતી, દીંટા થકી મચકોડતી,
ને હાય ! સુંદર કુમળાં, તે પુષ્પને રગદોળતી;
આવે વસંત ફરી ફરી, નવલી ખુશીઓ લાવતી,
વેલી પ્રફુલ્લિત થઈ ફરી, મધુરાં નવાં ફુલ ધારતી;
પુનરૂજ્જીવન કુદરત મહિં, અહિંયા ફરીથી આવતું,
ભાવી ન એ માનવ તણું: પ્રભુ-કાયદો જુદો નહિં. !—૨

કુદરત બધે ખીલી રહી,કંઈ રંગ રસને રેલતી,
વાસંતી વાઘાઓ સજી, કેવી અહો ! ઉલ્લાસની !
ને કોકિલા નિજ મધુર રવથી, વન બધું મોહક કરે,
ક્રૂર પારધી ત્યાં બાણ ફેંકી, પ્રાણ તેના તો હરે !

એ કોકિલાનો પ્રાણ ગયો, તે તો સદા માટે ગયો,
ને અખિલ વનમાં ત્યારથી, શૂનકાર ફેલાઈ રહ્યો;
એ પેર સ્વછંદે અહિં, ક્રુર કાળ દિસે ખેલતો,
ઘમસાણ વાળી જગતમાં, શૂનકારતા ફેલાવતો—૩

કુદરત તણી તો નવજુવાની, છે વસંત ઋતુ જ હાં,
તેમાં લતા ને વૃક્ષ પુષ્પો, પૂર બહારે ખીલતાં
પ્રોત્ફૂલ થઇ સૌ ઝુલતાં, રસ રંગ અંગે ધારતાં,
ક્ષય હોય ક્યાંથી કોઇને, અંગો બધાં જ્યાં ફાલતાં ?

રૂડી વસંત મનુષ્યની, યૌવન દશા કહેવાય છે,
શેં એ દશામાં માનવી. ક્ષય રોગથી પીડાય છે ?
અંગો બધાં પીગળી જઇ, શેં હાડ પિંજર થાય છે ?
રે ? કાયદો પણ કુદરતી, જનકાજ પલટી જાય છે ?—૪

શું પૂર્ણ રૂપ ધરી રહે છે. પૂર્ણિમાએ ચંદ્રમાં !
શું પૂર્ણ તેજ કળા થકી, શાંતિ પ્રસારે જગતમાં !
પણ પુર્ણતાએ પહોંચતાં, ક્ષય રોગમાં સપડાય છે,
ને તુર્ત રૂપ કળા નિધિ, અદૃશ્ય તે ના થાય છે.

દિન દિન કળા ધરતી જતી,ને કાંતિ સૌ કરમાય છે,
ને આખરે એ ચંદ્રમાતો, જીર્ણ રૂપ થઇ જાય છે;
શું મૃત્યુનાં શરણે જશે ? અદૃશ્ય નભમાંથી થશે ?
ના, ના પુનઃ સોળે કળાએ પૂર્ણરૂપ પ્રકાશશે.

એ પેર માનવ ભાગ્યમાં, ક્ષય રોગ મુક્તિ શેં નહિ ?
ક્ષયથી પીડાતા જન ફરી, નવજીવન ધારે શેં નહિ ?

ક્રુર કાળ તો નિજ જાળમાં, એ સર્વને સપડાવતો,
ને સર્વના જીવન લૂંટી લઈ, કેર હ્યાં વર્તાવતો.....૫

રે સર્વ ભક્ષી કાળ? તેં ભક્ષ્યા નહિં કોને અહિં?
આ સૃષ્ટિના પ્રારંભથી ભૂખ્યો? ટળી તુજ ભૂખ નહિ?
ભક્ષણ મળ્યે ક્ષુધા ટળે છે, સૃષ્ટિમાં એ કાયદો,
તુજનેજ શેં વિભુએ કર્યો, અપવાદ એ ધારા તણો!

કંઈ કંઇ જૂદા બહાનાં તળે, તું માનવીને ભક્ષતો,
આ પૃથ્વીમાંથી કોઇને નહિં, કોઇ કાળે રક્ષતો;
રે! યુવક, બાળક, વૃદ્ધ ગણ, એ સર્વને તું ઝડપતો,
તુજ પાશમાંથી કોઈ પણ, કદિ છટકવા નહિં પામતો.

શ્રી રામને શ્રી કૃષ્ણ સમ, અવતાર ને પણ તેં ગ્રસ્યા,
અર્જુન, પિતામહ ભીષ્મ સમ, બાણાવળીને પણ ભક્ષ્યા;
નેપોલિયન, સિકંદરાદિ, ચક્રવર્તી રાજને ——
તેં તો ભક્ષ્યા; પણ ભૂખ તારી, હજુ સુધી કેં ગઇ નહિં!

ઋષિવર, કવિવર, પંડિતો, ધીર, વીર, ક્ષત્રિય જન બધાં,
ને રાવણાદિ રાક્ષસો, કંઇ ભેદ વિણ તેં તો ગ્રસ્યા;
શક્તિ દીધી વિભુએ તને, તેથી તું શક્તિ માન છે,
વિવેક સૌ ભૂલી જઇ, કાં અંધ થઇ સૌને ગ્રસે?—૬

ભડવીર યોદ્ધા તેં ગ્રસ્યા, કંઈ દેશનેતા પણ ગ્રસ્યા,
કુળ દીપકો તેં બુઝવ્યા, નર રત્નને પણ તેં હણ્યાં,
કુમળી કળીઓ પણ ચૂંટી, તેં વિકસવા દીધી નહિ,
તુજ પ્રહાર તો સહેવાય ના, અમ રંક માનવથી અહિં.

રોતા કર્યાં કંઈ તાતને, વહાલી પ્રિયાને, ભ્રાતને,
ઝુંટવી લઇ લઘુ બાળને, રોતી કરી કંઈ માતને;
ને જગતના આશ્રય સમા, જન તેં ઘણા ઝૂંટવી લીધા,
આશા ભર્યાં કંઈ જીવનને, તેં તો નિરાશા મય કીધાં—૭

તું શકિતમાન ભલે, પરંતુ ભાસતો ન વિવેક કંઈ,
વિવેક હિણી શક્તિ તુજ, ઘમસાણ વાળે છે અહિં;
શું સર્વના વિનાશ કાજે, છે ઘડયો વિભુએ તને ?
તો શીદને તુજને ઘડયો અહિં, વાળવા ઘમસાણ ને ?

શું સર્વનું ભક્ષણ કરી, અહિં સર્વને રંજાડવા—
તુજને ઘડયો વિભુએ ? નહિ વિભુ ક્રુર એવો છે કદા;
કે ગુઢ કંઇ ઉદ્દેશ-હેતુ, સાધવા તુજને ઘડયો ?
અમ દષ્ટિ ટૂંકી નહિં જુવેઃ દેખાડજો કંઈ હોય તો. —૮

(૧૮-૮-૧૯)



## ૮૨ સૌંદર્ય.

(ઉપજાતિ વૃત)

ક્ષણે ક્ષણે જે નવતા ધરે છે,
સૌંદર્યનું તો રૂપ તે ઠરે છે;
બ્રહ્માંડ માંહે પ્રભુની કૃતિમાં,—
વ્યાપીને સુંદરતા વસી છે. ૧

સૌંદર્ય જોતાં પ્રભુ-ભક્તિ થાય,
અપાર લીલા પ્રભુની જણાય;
માધુર્ય સૌંદર્ય મહિં ઉંડું છે,
ઉંડાણ એનું કળી કો શકે ના. ૨

સૌંદર્યને તો કવિ ઓજ પેખે,
વિજ્ઞાન-વાદી ઉપયોગિતાને;
કેવી મઝાની કળીકા દીપે આ ?
એ શુષ્ક થાતાં ઉપયોગ સૂઝે ? ૩

સૌંદર્યમાં તો રસનો ઝરો છે,
ધારા અમીની વહતીજ એમાં;
ખારાશ સર્વે ઝટ ટાળી દેને,
આ પૃથ્વીને સ્વર્ગ સમી કરી દે. ૪

(૧૬-૨-૧૮)



## ૮૩ દિવ્યાંગના.

(હરિગીત)

બેહિસ્તના ઝરૂખા થકી; ડોકાય પેલી સુંદરી,
સંધ્યા સમયના શાંત જળથી, આંખ ઉંડી છે નરી;
ત્રણ પદ્મ તેના હસ્તમાં છે, સપ્ત તારક કેશમાં,
કૃતિમ સાડીથી વપુ, શણગારતી લવલેશના. ૧

બક્ષાયલું યોગેશ્વરીથી, શુદ્ધ શ્વેત ગુલાબ જે,
આરાધના કાજે ધરેલું, ભવ્યતાથી અંગ લે;

ને સ્કંધ પાસે કેશના, જુલ્ફાં ઉપર ગુચ્છા વળ્યાં,
તે ક્ષેત્રના સુવર્ણરંગી, કણસસમ જાયે કળ્યાં. ૨

તે શાંત નેત્રે સ્વર્ગની, રમણીયતા વિલસી રહી,
તે ધારતી: 'મુજ આગમનને, દિવસ પણ વિત્યો નહીં;'
તેના વિરહથી વ્યથિત બનતાં, પૃથ્વી પરના લોકના,
આ એક દિવસમાં અહો ! દશ વર્ષ વીત્યાં શોકમાં. ૩

(એવા કંઈ દશ વર્ષ તો, વીતી ગયાં આ કાન્તને;
પણ આ ક્ષણે વાંકી વળી, અંગ અહો? ભેટે મને;
તેના રૂપાળાં ભવ્ય કેશો, આ અડે મુજ વદનને
ના, ના, શરદ પર્ણો ખરે, આ વર્ષની ક્રાંતિ બને.) ૪

આકાશ અનંતે જે સ્થળે, શરૂઆત નભની થાય છે,
પ્રભુ મંદિરે ઝરૂખે ઉભી, દિવ્યાંગના દેખાય છે;
તે સ્થાનની ઉંચાઈ તો, નહિ કલ્પનામાં આવતી,
નીચે નીરખતાં હોય દુર્લભ, સૂર્ય-દર્શન ત્યાંવથી. ૫

તે સ્થાન હિમદ્રવો[1]-પૂરમાં, સેતુ સમું શોભી રહે,
નીચે ઉંડા આકાશમાં, દિન-રૈનની ભરતી વહે;
તેથી તિમિર-તેજે થતું, કટિ બદ્ધ આખું નભ સદા,
પરિભ્રમણ કરતી પૃથ્વી દીસે, આગિયો ક્રોધી કદા ૬

ત્યાં પ્રેમના શાશ્વત વિજય-ઘોષો કરી દશ દિશ ભરી,
બની પ્રેમ-મૂર્તિ પ્રેમ-અંશો, તો બધાં મળતાં ફરી;
દિલજાન સંજ્ઞાથી સદા, અન્યોન્યને સંબોધતાં,
ને સૂક્ષ્મ જ્યોતિ રૂપમાં, પ્રાણિ પ્રભુ-પદ લાધતાં. ૭

[1] ઈથર

આ સર્વ મોહિની મહિંથી, તે હજુ વાંકી વળી,
ડોકાય છે ઝરૂખા થકી, તે પર મુકી વક્ષ–સ્થળી;
ઝરૂખા મહિં પ્રસરી હશે, વક્ષ–સ્થળીથી ઉષ્ણતા,
ને વક્ર હસ્ત મહિં રહ્યાં, ત્રણ પદ્મ જાણે ઝુલતા. ૮

નાડીસમી આંદોલતી, નભ–મંડળે બહુ વેગથી,—
ગતિ કાળની તે પેખતી, સ્થિર સ્થાનથી બહુ નેગથી;
નક્ષત્ર ગણના સૂર સમ, મધૂરૂં હવે તે બોલતી,
આકાશમાં અતિ તીવ્ર દૃષ્ટિથી હજુ જોતી હતી. ૯

રવિ અસ્ત પામ્યો, દીસતો, નવ–ચંદ્ર નાનકડો તહિં,
પીંછાં સમો નીચે ઘણે, ફડ ફડ ઉડે તે નભ મહિં;
આ શાંત સમયે બોલતી, દિવ્યાંગના મધુરાં સ્વરે,
નક્ષત્ર–ગણનું ગાન જાણે, આદિ એ તો છે ખરે. ૧૦

આહ ! આ ઘડી બુલબુલ તણાં, પેલા મધુરા ગાનમાં,
પ્રિયા તણો શું શાંત ઝીણો, સ્વર ન આવે કાનમાં ?
સોપાન–માર્ગે આજ આવે, સ્વર્ગ–ભૂમીથી અહિં,
મધ્યાન્હ ઘંટા વાગતાં, પડઘા સુણાયા શું નહિં ? ૧૧

“મુજ પાસ આવે કાન્તભાવે, હું શું એ અંતર મહિં,
ને આવશે—પ્રભુ–ભક્તિ કીધી મે; ન શું સ્વર્ગે અહિં ?
પૃથ્વી વિષે રહીને પ્રભો ! કાન્તે કીધી શું ભક્તિ ના ?
વ્યાકુળ ત્યારે શેં બને ? આમ, ભક્તિમાં શું શક્તિ ના ?૧૨

“જ્યારે પ્રભા–મંડળ થકી મુજ, કાન્ત શીર પ્રકાશશે,
ને શ્વેત વસ્ત્રે અંગ આખું, તેમનું ઝળકાવશે;

ત્યારે પ્રભા–કૂપની કને, જાશું અમે હસ્ત ગ્રહી,
નીચે ઝરણમાં નાહિશું, પ્રભુની અમી દષ્ટિ મહિં. ૧૩

"એકાંત, દુર્લભ, ગુપ્ત, ને, પુણ્ય સ્થળે જાશું અમે,
પ્રભુ–ભક્તિથી બળતી અખંડિત, જ્યોત ત્યાં જોશું અમે;
થંભી તહિં જૂની ફળીભૂત, પ્રાર્થના જોશું અમે,
કો અભ્ર ન્હાનકડા સમી, દ્રવતીજ તે જોશું અમે. ૧૪

"બિરાજશું ત્યાં દિવ્ય કલ્પ–તરૂ તણી છાયા તળે,
સુભાવ યુક્ત કપોત–યુગલ, ગૂઢ ઘટામાં ત્યાં મળે;
તેની વિમલ પાંખો થકી, પર્ણો બધાં પુનિત બને,
ને મુક્ત કંઠે નામ તેનું, તે અહો ! હરદમ ભણે. ૧૫

"આપેર ત્યાં બિરાજતાં, તેના હૃદયના તંત્રને,
જગવીશ અર્પી દિવ્ય ગાનો, ના અમોલા મંત્રને;
કે શાંત ધીમા સ્વર થકી, અટકાવશે હર પળ મને,
ને ગૃહણ કરશે ભાવથી કૈં, જ્ઞાન કે સદ્વાતને." ૧૬

('બન્ને જણા', 'બન્ને જણા', એવું અરે ! ઉચ્ચારતી,
હા, ઐક્યતા અવનિ વિષે, તારી અને મારી હતી;
તુજ હૃદય સાથે હૃદય મુજ, પ્રીતિ થકી સમરૂપ હતું,
પણ ઐક્યતા તે હૃદયની, શાશ્વત કરે શું શ્રી પ્રભુ ?) ૧૭

'બન્ને જણા યોગેશ્વરીની, કુંજમાં જાશું અમે;
તેને બધી સખીઓ સહીત, બિરાજતાં જોશું અમે;
તે સૌ સખીના નામતો, સંગીતના સ્વર છે અહા !
સાવિત્રી, સીતા, દ્રૌપદી, દમયંતી, ને ગાર્ગી મહા. ૧૮

"તે કેશિનીઓ ચક્ર, આકારે સદા બિરાજતી,
અતિ ભવ્ય, ગૌર, લલાટ, મધ્યે પુષ્પ-માળા રાજતી;
કસણી ઝીણા વસ્ત્રો વણે, ચળકીત જ્યોતિ સમરૂડાં,
કફની કરી કરીને વધાવે, જન્મતા મૃત બાલુડાં. ....૧૯

"ડરશે કદા, નહિ બોલશે, જો કાન્ત આ વેળા અહિં
તો ચમનથી અમ પ્રેમની, કથની કથું તેને સહિ;
શરમાળ કે અબળા તદા, હું નહિ બનું; ને માત ત્યાં,
મુજ હર્ષથી રાજી થઇ, દેશે મને સંબોધવા. ....૨૦

"માતા સજોડે લઇ જશે, અમને પ્રભુ દરબારમાં,
ચોપાસ ભકતો બંદગી, કરતાં ઉભાં જ્યાં હારમાં;
ને વિમળ ચિત્ત નમન કરતાં, તેજ મય શિર ઝુકવી;
અમ આગમનથી રાજી થઇ, ગાશે દુઆ સૌ અવનવી ....૨૧

" પ્રાર્થીશ પ્રભુને પ્રેમથી, મુજ કાન્ત ને મુજ માટ ત્યાં;
'કરૂણા નિધિ ! કરૂણા કરી, બક્ષો તમે અમનેજ આ:-
પૃથ્વી વિષે કે કાળ તો, પ્રેમે અમે સાથે રહ્યાં,
રહીએ સદા તેવીજ રીતે, હું અને મુજ કાન્ત આ.' ....૨૨

કેં શોકથી, વધુ નમ્રતાથી, બોલી તે નિરખી, સુણી,
"આ સૌ બને તે આવશે, ત્યારે," કથી, ઉભી સૂની;
સહસા ફિરસ્તા સાથ ઉંચે, જ્યોતિ આવે તે ભણી,
કેં હાસ્ય સહ આરાધના, કરતી નયનથી તે તણી. ....૨૩

( મેં હાસ્ય તેનું જોયું) પણ, તે જ્યોતિ જલ્દી ચાલતી,
નભ-મંડળે આથી ઉડી, ઝાંખી હવે તે લાગતી;

સુવર્ણના ઝરૂખા ઉપર, લાંબા કીધાં હાથો જ એ,
માથું નીચું ઘાલી હવે, રોતી (સુણ્યાં અશ્રુજ મેઃ) .......૨૪

(તરજુમો ૨૨–૩–૨૨)



## ૮૪ ભક્તિની શકિત.

(કાવ્ય ૨૨થી ચાલુ)

સ્નેહી સગાના બહુ બંધ તોડી,
હૈયું સદા; એ પ્રભુ સાથ જોડી;
એકાંતમાં શુદ્ધ કરોજ ભકિત,
એના સમી તો નહિ કોઇ શક્તિ...........૬

પાણી તણા સંગ ત્યજી ઉડે છે,
ને સૂક્ષ્મમાં સૂક્ષ્મ રૂપે ચઢે છે;
વરાળ આકાશ મહિં ઠરે છે,
શકિત અનેરી કંઈ ત્યાં ધરે છે............૭

૪–૧–૧૯



## ૮૫ અંતરનો ઝઘડો.

(ચાલુ કાવ્ય ૨૦થી )

ઝઘડો સદા એ તો રહેઃ–ને યત્ન જારી રાખશો—
તો નિત્ય પ્રતિ વધુ દઢ બની, વધુ શુદ્ધિનાં ફળ ચાખશો;
અંતર તણા ઝઘડા વિના, શું હોત કિમ્મત જીવનની ?
પરિશ્રમ વિનાનાં ફળ મહીં, મીઠાશ લાધે ના ઘણી.—૬

શું સત્ત્વ માનવ જીવનનું, ઝઘડા મહીં આવી મળે?
અંતર તણા ઝઘડા વિના, શું ઇષ્ટ સિધ્ધિ ના ફળે?
ફળતી હશે; પણ તે મહીં, આનંદ ક્યાંથી આવશે?
આનંદ ત્યાં, જ્યાં શ્રમ હશેઃ આનંદ શ્રમ વિણ ના કશે.—૭

ભૂલો થતાં પસ્તાઇને, દૃઢ નિશ્ચયે યત્નો કર્યાઃ—
એ શ્રેણીએ લાખો જનો, આગળ વધી નિજ ભવતર્યાં;
શ્રમમાં સદા મંડ્યા રહેવું; મંત્ર એ તો આદ્ય છે,
ના જન્મથી કો સિદ્ધ છે; સૌ સિદ્ધિ શ્રમથી સાધ્ય છે.—૮

(૬—૬—૨૫)



## ૮૬ આશામય સ્વપ્ન

આશાના ખોળે શિર ધારી જ્યાં સુતો,
કે કંઈ મધુરાં સ્વપ્ને મ્હાલું ત્યાં હું તો;
ને વિધ વિધ ભાવે આશા મનને હરે,
નિજ સૌંદર્યે મસ્તાનો મુજને કરે...........૧

મેઘ ધનુષ્યો એ ત્યાં કંઈ સરજાવતી,
અતિ આલ્હાદ જનક રંગો ત્યાં પૂરતી;
નિજ પાંખો પર જીવને લઈ ત્યાં ઉડતી,
મનહર વસ્તુથી તેને આનંદતી...............૨

લીલાંછમ દ્વીપો દ્રષ્ટિમાં લાવતી,
તેમાં જીવને સદ્ય લઇને ચાલતી;

કંઈ કંઈ ભવનનું ત્યાં તેને દર્શાવતી,
મોહ પમાડી અંતરમાં ઉલ્લાસતી............૩

ઈંદ્રાસનને, કે ત્રિભુવનનાં પણ રાજ્યને,
નિજ જ્યોતિથી ઝાંખા પાડી નાંખતી;
અનન્ય રૂપને દર્શાવી લજ્જાવતી,
રંભા, ઉર્વશી સમ પરીઓ ને શ્રી રતી.......૪

૧૪-૬-૧૫



## ૮૭ મારો પાડોશી કોણ ?

"મારો પડોશી કોણ ?"
"તારો પડોશી ?"

"જેને સ્હાય કરી કે સુખ તું આપી શકે;
દુઃખી હૃદયને, ધગધગતી છાતીને,
તારો નરમાળ હાથ કે શાંતી દિયે;
તારો પાડોશી એ."

"તારો પાડોશી ?"
"જેની આંખ બહુ તંગીથી ઝાંખી દીસે;
ભૂખમરાથી ઘેર ઘેર માંગતા ફરે;
એવા રીબાતા જન સૌ પડોશી.

જા; તેને આશ્રય દેને તું જલ્દી !"
"સૌ આર્થિક રત્નો હિણું હૈયું;

વિધવા, નોધારૂં બાળ, કૈં નિરાશે પડ્યું;
નિરાધાર એવા જન સૌ પાડોશી.

જા; તેને આશ્રય દેને તું જલ્દી !"
"જ્યારે મળતું કો માનવ રૂપધારી,
તુંથી ઓછો નસીબનો ભાગ ધારી,
ત્યારે સ્મરજે કે એ છે પાડોશી.

દુઃખે રીબાતો એ સુત કે ભાઇ."
"બેદરકાર થઇ તરછોડતો ના !

(૧૮-૨-૨૨)



## ૮૮ મહાત્મા—નમું હું તને.

(ઉપદેશ)

દુઃખી જનના દુઃખો દેખી હૈયું-દ્રવે,
તેને નિવારવાને બહુ ભટકે ભવે;
નહિ જંપે જો શાંતી દીધી ન તેમને,
એવા પ્રેમાળ મહાત્મા ! નમું હું તને..... ૧

શાંત તેજે મુખમુદ્રા પ્રકાશી રહે,
મીઠી વાણીમાં અમૃતની ધારા વહે;
આનંદોર્મિમાં ઝબકોરે છે સર્વને,
સ્નેહ ભીનાં મહાત્મા ! નમું હું તને..... ૨

અન્ય જનના હિતાર્થે તો જીવન ધરે,
અપકારોને સ્થાને ઉપકારો કરે;
શુધ્ધ વૃત્તિ પ્રચારી અશુધ્ધિ હણે,
એવા શુભનિષ્ઠ મહાત્મા ! નમું હું તને .... ૩

રહેણી કરણી આદરનીય જેની બહુ,
અને આદર્શમય જીવન ગુજારે સહુ;
નામ સ્મરણે જગાવે જે શુભ ભાવને,
એવા અદ્વૈત મહાત્મા ! નમું હું તને...... ૪

ત્રિવિધ તાપો જીગરને ભલે સેકતા,
વર્તન, વાણી, વિચારે, ધરે એકતા;
અખિલ જગમાં પ્રકટાવે પ્રભુ-નૂરને,
એવા બ્રહ્મ નિષ્ઠ મહાત્મા ! નમું હું તને .... ૫



## ૮૯ ભવ તરવાનો ઉત્તમ આરો.

(રાગદેશ-)

(કામણ દીસે છે અલબેલાં, ત્હારી આંખમાંરે એ રાહ)

ગરજે ગાંગો થઈ જગ છેતરવા,
ઠગાય છે રે, બહુ તલ્પાય છે રે........ટેક.

ગરજ મટી કે શાહ તું થાયે,
ભૂલી સૌ પાછળનું જાયે;
પણ તેથી જન કહિ કોના અંજાય છે રે........ગરજે.

સૌને છેતરવા તું ફરતો,
દગાથી ધાંધલ બહુ કરતો;
સૌ રીતે આખર તું તો છેતરાય છે રે.......ગરજે.

અસત્યના પંથે બહુ મહાલ્યો,
કૂડ કપટમાં ભવ આ ગાળ્યો;
કોઇ વસ્તુ ના અંતે, સંગી થાય છે રે.......ગરજે.

પ્રભુ ભક્તિમાં થા મસ્તાનો,
રામ વિના કંઇ સુખ નહિ આણો;
ભવ તરવાનો ઉત્તમ આરો, જાય છે રે.......ગરજે.

૭-૧૨-૧૮



## ૯૦ મસ્તી.

(ભક્તિ)

આલમ બધી ખંજર તણો, વરસાદ છો વરસાવતી;
પરવા નથી તેની મ્હને: પ્રભુ-ઢાળ રક્ષે બળવતી.

છોને સિતમગારો[1] 'સિતમ, સૌ આદરે મન ભાવતા;
બખ્તર પ્રભુનું ધારૂં તો, તે મુજ કને નહિ ફાવતા.

તાપો ત્રિવિધ દમવા મને, તત્પર ભલે રહેતા સદા;
ખુદાઇ નુરજે જીગરમાં તો, ભસ્મ થાતાં તે બધાં.

હે જીગર ! ખુદાઈ શરાબે, મસ્ત રહે ! બસ ! મસ્ત રહે;
તાકાત કોની ખલ્કમાં કે, મસ્તીમાં તે કષ્ટ દે !
એ મસ્તીમાં દિનરાત છો ને, વહી જતાં, પરવા નહિ.

પ્યારા ખુદા ! એ મસ્તી દે, એ મસ્તી દે એ મસ્તી દે;
યાચું ન બીજું તુજ કને બસ ! મસ્તી દે, તુજ મસ્તી દે૰

૧ જુલ્મગારો

૧૯–૨–૧૭

## ૯૧ બગ ભગત.

ચાડી ચુગલી ને નિંદામાં, આખો દિવસ તું ગાળે છે;
એક ક્ષણ પણ શ્રી પ્રભુનામને, તું કદિ નહિ સંભાળે છે.

(આથી વધુ મનુષ્યનું અધઃપતન કયું ?)
જન્મ દીધો શ્રી પ્રભુજીએ, તેને તું વિસારે છે;
ક્ષણભર કદિ તું નામ રટે તો, ચૌટે વાત પુકારે છે.

(આથી મોટો દંભ કયો ?)
વિષરૂપ વિષયોને તું વળગે, મોહિત તેમાં થાયે છે;
કામિની કંચન વિણ તુજ આંખે, અન્ય ન કંઈ દેખાયે છે.

(આથી મોટો અંધાપો કયો ?)

૨૩–૬–૩૪



## ૯૨ ગરીબી હાલ મારા છે.

નથી મારી કને પૈસા, નથી પૈસા તણો કંઈ તોર;
ગરીબીમાં હું ઉછર્યો છું, ગરીબી હાલ મારા છે.

નથી મારી કને સત્તા, નથી સત્તા, તણો કંઈ દોર;
હું આઘો સર્વ સત્તાથી, ગરીબી હાલ મારા છે.

નથી મારી કને વસીલો, વસીલાનું ન મુજને જોર;
વસીલાથી રહું છેટો, ગરીબી હાલ મારા છે.

નથી મારી કને કંઈ રૂપ, નથી કંઇ રૂપનોયે ગર્વ;
હું રાચું રૂપથી કદિ ના, ગરીબી હાલ મારા છે.

નથી હું ફાંકડો ફક્કડ, નથી હું આકરો અક્કડ;
હું સીધો ને સદા સાદો, ગરીબી હાલ મારા છે.

નથી હું મલ્લ મસ્તાનો, ન એનો કંઈ કરૂં દાવો;
હું સુકલડી અને નિર્બળ, ગરીબી હાલ મારા છે.

નથી બુદ્ધિ પ્રખર મુજમાં. નથી પાંડિત્ય કે ચતુરાઈ;
હું રાચું સાદી સમજણમાં ગરીબી હાલ મારા છે.

૨૭–૬–૩૪



## ૯૩ સર્વ વ્યાપી પ્રભુ

(સવૈયો)

અણું પરમાણુમાં પ્રભુજી ! તું વસી રહ્યો સર્વે જ સ્થળે;
હિમગિરિમાં, ક્ષુદ્ર કણોમાં, બીજ, તરૂને શાખ, ફળે.

ભરતી ઓટ, ચઢતી પડતીમાં, ક્ષર અક્ષરમાં, તુંજ બધે;
વ્યાપી રહ્યો તું પશુ પક્ષીમાં, દાનવ નરમાં તુંજ બધે.

મિત અમિતમાં, સૂક્ષ્મ સ્થુળોમાં, ગિરિશ્રૃંગો કે ખીણુ મહિં;
ચળકિત તારક, રવિચંદામાં, પ્રભુ ! તું; કંઇ તુજ વિણ નહિં.

સાગર, ઝરણો, ચમન ગુલોમાં, બુલબુલના ટહુકાર મહિં;
ઇન્દ્રધનુષ્યના મનહર રંગે પ્રભુ ! તું; તુજ વિણ કાર નહિં.

દિગન્ત માંહે, વિશ્વ-બિંદુમાં, સ્વર્ગ, મૃત્યુ પાતાળ મહિં
અવતારોને શિવ, વિષ્ણુમાં, સ્રષ્ટા, ત્રાતા કાળ મહિં;

સૌ રૂપે પ્રભુ ! તું તો વ્યાપે તારો આવિર્ભાવ બધે;
સહુમાં તું છે, તારામાં સહુ, પારજ તારો કોણ લહે ?
સર્વ સ્થળે ને સૌ દિશામાં, ત્રિકાળ માંહે તું વ્યાપે;
તારો મહિમા કેમ કરીને, પરિમિત સૌ માણુસ માપે ?

(૨૧-૩-૨૮)



## ૯૪ ઝુહાક.

(તત્વ)

મદ માંહે તલ્લીન થઇને, ઝુલ્મ કરે ઝુહાક;
રંક પ્રજાને રંજાડીને, દિગન્ત ગજવે હાક.
થર થર ધ્રૂજાવે સહુ કોને, સિતમ તણો નહિ પાર;
ઝાલિમ થઇ દશ દિશ ઝૂઝે, વર્તાવે હાહાકાર. ....૧

પણ પ્રભુના દરબાર મહિં તો, ઝુલ્મ નહિ સંખાય,
વાવે તેવું સહુ કો લણતું, હોય રંક કે રાય.
નિર્દોષીના નિશ્વાસો, કે શક્તિ પ્રભુની ગૂઢ;
બે સર્પો બે હાથે ઉપજ્યા; દુઃખે કીધો મૂઢ. ....૨

વ્યાકુળતા અંગે વ્યાપી ને, બન્યો બહુજ બેઝાર;
ઉપાય કોટી કીધા તો પણ, મળ્યું ન ઠરવા ઠાર.
"બે મર્દોના મસ્તક છેદી, આરોગો મહારાજ!
વ્યાધિની પીડા સૌ નાશે," તબીબ કહે ઇલાજ. ....૩

ઔષધ કાજે બે મસ્તકની, કત્લ :થતી આપેર;
અગણિત નિર્દોષી રંકોમાં, વર્ત્યો ભારે કેર.
સજ્જ થયો કમ્મર બાંધી, અંતે કાવ્હા લુહાર;
પુત્ર–વેર લેવા કાજે, ઉશ્કેર્યો લોક અપાર. ....૪

ભારે જંગ મચ્યો તેમાં, ઝુહાક થયો બેઝાર;
ખુન ખારીમાં મૃત્યુ–શરણે, પહોંચ્યો એ નિર્ધાર.
ક્યાં ઝાલિમ ઝુહાક અને, ક્યાં કાવ્હા રંક લુહાર;
પણ પ્રભુના ધારા કંઈ ન્યારા, કોણુજ પામે પાર? ....૫

ઝાલિમ કે મદ–મસ્ત જનોનો, જગમાં નહિ અવકાશ;
સત્તા સાથે તે સર્વેનો, અંતે થાય વિનાશ.
દિવ્ય શક્તિ પ્રભુની વ્યાપે તે, કો થી કહિ કલ્પાય;
એક પલકમાં તરણું મેરૂ, મેરૂ તરણું, થાય. ....૬

૧૭–૮–૨૪



## ૯૫ શાન્ત મધુરૂં.

(પ્રાસાંગિક)

શાંત, મધુરાં; શાંત મધુરાં;
વાયું! પશ્ચિમ સાગરના!

ધીમે ધીમે ફુંકર ને વા,
વાયું ! પશ્ચિમ સાગરના

ખળભળતા પાણી ઉપર જા;
આવ ચંદ્રથી આથમતાં;
ફું ફું કરીને તેને અહિંઆં,
મુજ પાસે ફરીને હંકાર;

મુજ નાનકડો, મુજ લાડકડો,
ઉંઘીને ઉંઠ તે પહેલાં
નિદ્રને વિશ્રાંતિ લેને
ફને તાત આવે જલ્દી;

વિશ્રાંતિ લેને વિશ્રાંતિ,
માત તણા ખોળા માંહિ,
ફને તાત આવે જલદી;
નિજ બાલકડા પાસે આવે.

જરૂર તાત માળા માંહિ,
રૂપેરી ચંદ્રા નીચે સહુ,
રૂપેરી સઢ પશ્ચિમથી;
ઉંઘ વ્હાનકડા ઉંઘ લાડકડા.
ઉંઘી લેને તું વ્હાલકડા.

૧૧–૪–૨૦

**સમાપ્ત.**

# અભિપ્રાય.

વર્તમાન સમયમાં બહાર પડતા આ કાવ્ય સંગ્રહની અનેક વિશિષ્ટતાઓ છે એમાં સૌથી પ્રથમ એ કે એમાંનાં ઘણાં-ખરાં કાવ્યો અર્વાચીન પદ્ધતિથી કંઈક જુદી પદ્ધતિમાં લખાયાં છે અને આપણને ગઈ પેઢીના કવિઓનો ખ્યાલ આપે છે. એમાં છંદોબદ્ધ કાવ્યો છે, પદો છે અને ગઝલની ઢબનાં કાવ્યો પણ છે. એમાં કેટલાક મુક્તકો છે અને ખંડ-કાવ્યો પણ છે. કાવ્યોના વિષય પરત્વે તો એટલુંજ કહેવું બસ થશે કે અદ્વૈતવાદ જેવા ચિંતન પ્રધાન વિષયથી માંડી 'ગ્રિષ્મનું ફૂલ્યું ગુલાબ' જેવા વર્ણનાત્મક અને 'નવલી ઉષા' જેવા પ્રાસંગિક વિષયને પણ કવિ સ્પર્શ્યા છે.

એમનાં છંદોબદ્ધ કાવ્યોમાં ભાવનું આલેખન સુરેખ છે અને કાવ્યોચિત લય અને તેની પ્રવાહિતા પણ સરસ રીતે જળવાઈ છે. **ભક્તિ વિષયક અને ચિન્તન પ્રધાન કાવ્યોમાં કવિના હૃદયના ભાવનો આવેગ અને ઊર્મિની સચોટતા આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ.**

ખંડ કાવ્યોમાં લીધેલા પ્રસંગો પણ ખૂબ કાવ્યોચિત અને સુન્દર છે. એમાં 'વસિષ્ઠને અરૂંધતિનો સંવાદ' અને 'કુરૂક્ષેત્રમાં અર્જુનનો વિષાદ' એ **કવિની પ્રાસાદિક શક્તિનાં ઉદાહરણો છે. ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં આ સંગ્રહનો ઉમેરો આવકારવા લાયક છે.**

—પ્રો. કુંજ વિહારી મહેતા.

